## અવિનાશી પદ-૧.

મેં અવિનાશી ઉપાસી હો સંતો, મેં અવિનાશી ઉપાસી;
ગતિ અગમ અગાધ લખાસી, હો સંતો મેં અવિનાશી ઉપાસી.—ટેક. ૧
જપ તપ તીરથ વરત વેદોગત્ય, સાધન સિદ્ધ અધ્યાસી;
સુરત નૂરત ધરી લગન લગાવે, તો તીન લોક પદ પાસી. હો સંતો૦૨
દશ અવતાર ધરે ધરણી પર, દ્વે માંહી અમલ જમાસી;
નામ રહે રૂપ રહે ન ના પાયે, અંતકાલ ગયે નાસી. હો સંતો૦૩
પૃથ્વી તેજ પવન નભ પાણી, અતિ પરલંત વિલાસી;
ચૌદેઈ લોક હે ઉનકી ભીતર, ઉનકી હે જૂઠી આસી. હો સંતો૦૪
હાડ માંસ રગ લોહ ન ચરમ, એસી હે દેહ હમાસી;
સોહંગ સાહેબ નામ હમેરા, નિજ કૈવલપદ વાસી. હો સંતો૦૫
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર દેવા, જેણે આ સૃષ્ટિ પ્રકાશી;
મહંમાયાકા એક દિવસમે, અનેક બેર મર જાસી. હો સંતો૦૬
વીને કલપ રહે શક્તિતન, જોત્યમે જાઈ મેલાસી;
એસે કલપ રહે શત જ્યોતિ, બ્રહ્મમાં જાઈ મેલાસી. હો સંતો૦૭
બ્રહ્મ ચિદાનંદ આનંદ સિંધુ, જીનુ કૈવલ પરકાશી;
ઊઠત ઈચ્છિ સૃષ્ટિ સબ ફેરત, સમતાં સકલ સમાસી. હો સંતો૦૮
આદૌ અંશ વંશ હમ જાકે, અવધકાલ નહીં ખાસી;
નિજઘર સુરત જાઈ મમ લાગી, આંન્ય દેવતો ઉદાસી. હો સંતો૦૯
હે કૈવલ સદોદિત પૂરણ, નિરાલંબ નિરાશી;
કાયમ સોઇ કુવેર કહે મમ, આદ્યપુરુષ અવિનાશી. હો સંતો.૧૦

### પદ—૨

વા ઘર કાહુ ન જાન્યા હો સંતો, વા ઘર કાહુ ન જાન્યા;
નેતિ નિગમ પોકાર કહ્યાંના, હો સંતો વા ઘર કાહુ ન જાન્યા. ટેક. ૧

વેદ કતેબ કુરાન પુરાના, તામે આ જગત ભૂલાના;
જનમમરણ ધોખે ધરખાયા, આતમા નહીં પેહેચાના. હો સંતો૦ ૨
સાંખ્ય વેદાંત મીમાંસા પાતંજલી, ન્યાય વૈશેપિક લક્ષાંના;
એ ખટદર્શનકે નિજહારદ, ગુણ ગોલકકા જ્ઞાના. હો૦ ૩
લોક ચતુર્દશ વિશ્વ ચરાચર, તીનુ આ દેવ ઠરાના;
રાજસ સાત્વિક રુદ્ર તમો ગુણ, જોગી જોત્યકા ધ્યાંના. હો૦ ૪
ઇંદ્રી એકાદશ વશ કરી રાખે, વંદે સકલ જહાંના;
કીરતિ કીચ કલી મત ભાખે, નાખે જીવકુ ફાંના. હો૦ ૫
હે હમ જીવ કરે નિત્ય કરીયા, પોથી પાઠ પઢાંના;
રસનાએ રટણ કરે રત લાઈ, મોક્ષ મુગત મન માંન્યા. હો૦ ૬
ભેખ અનેક રચે વિવિધી વિધ, પંથ વહેવાર વિભાંના;
સંસારફંદ તજી લોહ ફાંસી, કંચન પાશ બંધાંના. હો૦ ૭
જે જીનકે મતકી ગત ઠાંનત, શિર સાહેબકા બાંના;
મેરીતેરી છૂટત નાંહી, નિજપતિ પરમ અચાંના. હો૦ ૮
ધરમ અરથ કામ મોક્ષ પદારથ, શાસ્ત્ર સકલ બખાંના;
સાયુજ સાલોક મુક્તિ સમીપ જે, સાંનિધ્ય દ્વૈત ઠહેકાંના. હો૦ ૯
બ્રહ્મવેત્તા જુગમે જન જેતા, જીનું વ્યાપક વિત્ત ઠાંના;
કહે કુવેર પેર વિત્ત કારન, સો પતિ પરમ અચાંના. હો૦ ૧૦

## પદ—૩

અદભુત જ્ઞાન હમારા હો સંતો, અદભુત જ્ઞાન હમારા;
કોઈ જાને જાનનહારા, હો સંતો અદભુત જ્ઞાન હમારા. ટેક. ૧
દેવલ દેવ પૂજા વિધિ પાતી, ષોડશ કરમ આચારા;
ધૂપદીપ સજી અરઘ આરતી, એ સહુ ઓરલા વહેવારા. હો સંતો૦ ૨

આસન મારી પવન પુની સાધે, બંધે દશ દરબારા;
વંકનાળ ચઢી જ્યોત્ય જગાવે, તોહુ ન બંચે કારા.—હો૦ ૩
શ્રવણ કીરતન પૂજા આદિ, ભક્તિ નવ પરકારા;
દશધા પ્રેમ લક્ષણા જો પાવે, તો ગોલોકનાથ દેદારા.—હો૦ ૪
ત્રિપદ દેવ નહીં ચિદશક્તિ, નહીં પંચભૂત આકારા;
તાંહાં ગૌલોક ને વૈકુંઠ કાંઈ, અવિગત અરસ સાંઈયારા.—હો૦ ૫
ઈગલા પિંગલા સુષુમણા નાડી, બ્રહ્મરંધ્ર ઝનકારા;
જોગી જોગ સકલ વિધિ સાધન, યાંહાં લગી અમલ તમારા.—હો૦ ૬
ગુપ્ત ચલે ધરણી ગગને ગમ, લેખ કરે નભ તારા;
ચૌદલોકકે મનકી જાને, પ્રકૃતિ લીયા અવતારા.—હો૦ ૭
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, મન બુધ ચિત્ત અહંકારા;
એ અષ્ટ આવરણ રહિત અગમઘર, અપરંપાર અપારા.—હો૦ ૮
ભક્તિ કરે જુગમે દઢતા ધર, તનમન સહિત સકારા;
પુરચા આંન્ય પુરાવે પરસપર, ગુનકે સાધનવારા.—હો૦ ૯
સમલીત બ્રહ્મ ચરાચર વ્યાપક, ઘટઘટ હંગ હકારા;
અહંગસહંગ દોનું રહિત દુગ્ધા, નિજ પરમપદ ન્યારા.—હો૦ ૧૦
પિંડ બ્રહ્માંડ ફોડ મમ સુરતી, ગત્ત તત્ત ભઈ પારા;
કહેં કુવેર કેવલ પરસપર, ભઈ ગતિ અગમ અપારા.—હો૦ ૧૧

## પદ—૪

દેશ હમારા વંકા હો સંતો, દેશ હમારા વંકા;
જાંહાં નહિ કાલઝાલકી શંકા, હો સંતો દેશ હમારા વંકા.—ટેક૦ ૧
ચલના ચાહો કોહુ મમ મારગ, છોડો આ તનકી આકંક્ષા;
કાટી શીશ ધરો ધરણી પર, કુન રાય કુન રંકા.—હો સંતો૦ ૨

ાતિ વિના ગવન પાવ વિના પંથા, રવિ વિના તેજ અસંકા;
પ વિના મૂરત સૂરત બિન નીરખન, તાર વિના બાજત રરંકા.—હો૦ ૩
ન બિના નીર ગગન બિન ગરજના, ધરા બિન વિશ્વ ધરંકા;
ુ વિના શિર પીર વિના પરચા, પતિ વિના પાયે પરંકા.—હો૦ ૪
ન બિના જ્ઞાન ધ્યાન વિના ધારન, ધ્યે વિના ધરત ધ્યાનંકા;
ાતા વિના ધવન ગવન વિના ગુનીજન, રતુ વિના રાગ અલંકા.—હો૦ ૫
જા બિના દેવ સેવ વિના સનમાન, રિદ્ધિ વિના ભોગ ધરંકા;
ંતસકરણ ચારૂ વિના ચિંતવન, લખી ન શકત બાવન અંકા.—હો૦ ૬
ટી અનંત ભયે જન આગે, ધરી મન અગમ અશંકા;
ગમકી ચલક ભલક ભવતારન, પરચા સોઈ પદ પરમકા.—હો૦ ૭
ોરલા અગમ રહત પદ નિગમ, અવ્યાકૃત ધર એ માયમકા;
રચા હોત સબે ઉનહી તે, યામે સકલ ડેહંકા.—હો૦ ૮
ંહાં નહીં શક્ત જક્ત નહીં ઉતપન, નહીં ગતિ જ્યોત્ય તેજમકા;
રતા ઈશ અનંત સુપનવત, તા સરભર નહીં રેખમકા.—હો૦ ૯
હ્મ સનાતન કહત સબે મીલી, તાકી કહું મેં ઉપમકા;
નંત કોટી કૃષ્ણ કેલ કરત જાંહાં, તે તે રામ રહંકા.—હો૦ ૧૦
ેસે અસંખ્ય ધામ પર કૈવલ, જાને ના કોઉ જાનનકા;
ામ કૃષ્ણ લવ ધ્યાન ધરત વાકો, છૂટત કરત કલંકા.—હો૦ ૧૧
ગણિત પાણ્ય પાદુ શ્રવણ નેન, સંખ્યા રહિત બરનનકા;
હેં કુવેર સોહી પતિ મેરા, જુગ જાહેર જશ ડંકા.—હો૦ ૧૨

—સંપુર્ણ.—

# ખટદર્શનમત દેખાવન પદ—૧

## રાગ—ટોડીની દેશી.

લાવનાજી લાવનાજી લાવનાવે, ગુરુચરણકમળ ચિત્ત લાવનાવે. ગુરુ૦ ૧
તનમન દેહી સમરપન કરનાવે, રાત દિવસ ગુન ગાવનાવે. ગુરુ૦ ૨
આ સંસાર સકલ જુગ ફંદાવે, તામે તે નહીં લપટાવનાવે. ગુરુ૦ ૩
સરધા સહિત રહો મન નિશદિનવે, કિલમિષ કબહુ ન આવનાવે. ગુરુ૦ ૪
કામ ક્રોધ મોહ શત્રુ શરીરનાવે, બ્રહ્મ અગ્નિમે દહાવનાવે. ગુરુ૦ ૫
અગમ અગોચર ગોચર આ ઘટવે, સતગુરુ લક્ષ લખાવનાવે. ગુરુ૦ ૬
ચતુરધા મુકિત જુકિત જુગ વાંછિતવે, શ્રેષ્ઠ સાયોજ પદ પાવનાવે. ગુરુ૦ ૭
સતકુવેર સંતોષ ગુરુતનવે, સકલ તીરથ ઘેર આવનાવે. ગુરુ૦ ૮

## પદ—૨

દેખો દેખો વા દેશ ફકીરંદા, દેખો દેખો વા દેશ ફકીરંદા.—ટેક.
તન તકીયા મધ્ય હે મન મુલાવે, શુદ્ધ ચહીતન ચેતનબંદા. દેખો૦ ૧
દમકી દોર શબ્દ સત દાંનાવે, અજંપા તસમી જપે જાલમજંદા. દેખો૦ ૨
ઝકરકા ઝુંબા રેહેશ મત કુંડીવે, સહેજ સંસાર ચેતાવંદા. દેખો૦ ૩
તગનકા ટોપ કથન લીયા કદકાવે, સંશે શ્વાન ભગાવંદા. દેખો૦ ૪
દોજખ ભસ્ત અસ્તગત ઉદયેવે, ફના કીયા ફારગત ફંદા. દેખો૦ ૫
ઓહંગ આપ સોહંગ શિર સાંઇયાંવે, નિરભે નિવાજ ગુજારંદા. દેખો૦ ૬
સતકુવેર સાહેબ પરા પરવે, જાનત નહીં ગાફલ ગંદા. દેખો૦ ૭

## પદ—૩

અટપટા ખેલ અબધૂતાંકા; અટપટા૦—ટેક.
તાકત ભોમ્ય વ્યોમ શર લાગતવે, સુરતી સંધાણુ સંજુતાંકા. અટપટા૦ ૧
ચૈતનરૂપ લક્ષ તન વરજીતવે, અટકણુ નહીં પંચભૂતાંકા. અટપટા૦ ૨

પાંચ પચીસ પકર પરકરતીવે, કાટે એ મૂલ કપૂતાંકા. અટપટા૦ ૩
સહેજ સમાધ આરાધ અલખ લક્ષવે, ડરપ નહીં જમદૂતાંકા. અટપટા૦ ૪
આસન માર સમેર કીયા સંભવે, પાયે પ્રલમ અમરૂતાંકા. અટપટા૦ ૫
મહા મેદાન ધ્યાન મત મુનીવે, જરાયે કાષ્ઠ કરમુતાંકા. અટપટા૦ ૬
ઉજાગર મત આગર અદ્દભુતવે, અસક નહીં અનહુતાંકા. અટપટા૦ ૭
સતકુવેર સોહી સિદ્ધ પુરાવે, ઢાયે કોટ કરતુતાંકા. અટપટા૦ ૮

## પદ—૪

ગમજ્ઞાની અકલ અદ્વૈતમતા; ગમજ્ઞાની૦—ટેક.

ખાવતપીવત બોલત ચાલતવે, વર્તત હે જુગ દેહ છતા. ગમ૦ ૧
જેસે મીન ઈંડુ ગનત આપ સમવે, ચંદ રહત જયમ વ્યોમવતા. ગમ૦ ૨
તેસે જગતમે દીસત જન ભુગતાવે, નિજ સમજણ નિષ્ય લક્ષરતા. ગમ૦ ૩
ચૈતનરૂપ ચરાચર વ્યાપકવે, અહં બ્રહ્મેતિ કરત કેલલતા. ગમ૦ ૪
જનક શુક કૃષ્ણ વશિષ્ટ દુર્વાસાવે, ચીંન ભીંન સાંન એકરતા. ગમ૦ ૫
ત્યાગ ન દીસત ગ્રેહ ન ગ્રાહકવે, રેણી કર્મ ધર્મ ગતિ ન ગતા. ગમ૦ ૬
વેદ કતેબ કુરાંના પુરાંનાવે, ઓરલા વહેવાર મત કરત કતા. ગમ૦ ૭
પંડ બ્રહ્માંડ છાંડ સમ સુરતીવે, ગજ્ઞ તજ્ઞ ગુલતાંન ગતા. ગમ૦ ૮
કોહુ ન જાનત મરમ જ્ઞાનીગતવે, અટક રહે સબ વેને ધાતા. ગમ૦ ૯
સતકુવેર નવેર કીયા નિજવે, એહી સમકે બ્રહ્મ જ્ઞાનમતા. ગમ૦ ૧૦

## પદ—૫

સો સંન્યાસી સકલ ભ્રમ ત્યાગ કરે, સો સંન્યાસી૦—ટેક.

દેહન ગેહન વેહ વિલોકીતવે, નારાયણ રણ ઉર ધરે.—સો૦ ૧
આશ ન પાસ નિરાશ નિરાલંબવે, આંન્ય મેલાપ કોહુસે ન કરે.—સો૦ ૨
દંડ કમંડલ પંડ પાહાડુ પાણ્યવે, સહેજ આઇ મીલે ઉદ્ર ભરે.—સો૦ ૩
સતકુવેર સંન્યાસી સોઈ સતવે, ભવજલ સહેજે પાર પરે.—સો૦ ૪

### પદ—૬

ધર્મ અતિ દયા પાલ જીન જતિ; ધર્મ અતિ૦—ટેક.

ઇંદ્રીજીત જતમત સત રાખતવે, જડ ત્યાગીને ચૈતંન મતિ. ધર્મ૦ ૧

સ્થાવર જંગમ વિશ્વ વિલાસીતવે, સકલ જીવોનું જીવન લહે ગતિ. ધર્મ૦ ૨

તજે મલિન દીન દલ ભીતરવે, અકૃત કરત ના એક રતિ. ધર્મ૦ ૩

કહે કુવેર સેવડા સોઇ સતવે, ખોજ કરે પંડ આપ પતિ. ધર્મ૦ ૪

### પદ—૭

સો વૈરાગી સકલ સુખ છાંડ સજે, સો વૈરાગી૦—ટેક.

ધાત ન છીવત હાથ હથો હથવે, અષ્ટ પ્રકારે ત્રિયાનેહ તજે. સો૦ ૧

નૈનોનૈન તાલી હસનન આલિંગનવે, સુપન શ્રવન મિથુન મનન ભજે. સો૦ ૨

સાવ સલતાન ગોપીચંદન ભરથરીવે, રાજ રજોગુણ રહ્યો ન રજે. સો૦ ૩

પંચ પ્રકાર વૈરાગ કહત વેદવે, તીવ્ર શ્રેષ્ઠ પાવે ભાયગવજે. સો૦ ૪

કહે કુવેર વૈરાગ્ય વિના નરવે, ભવદુઃખ ભુગતે અમર અજે. સો૦ ૫

### પદ—૮

સો ભગત ભગવંત ભઇસે અનીન; સો ભગત૦—ટેક.

નૈન બૈન રસરૂપ રસીક અતીવે, ગદગદ કંઠ તનમન નામ લીન. સો૦ ૧

પ્રેમનેમ પણ લેત નભાવીવે, સંતસેવામે અહોનિશ રહે આધીન. સો૦ ૨

પરઉપકાર સ્વારથ સનેહ નાંવે, ખટદરશનમત તત્ત્વ લે ચીન. સો૦ ૩

ધર્મ સૂચિત ઇમાન અથર ગતવે, દયાપાલ દષ્ટ ભાઇ હે જીન. સો૦ ૪

સારઅસાર પ્રકાર ગ્રહે નિજવે, ભાગત્યાગ વસ્તુરૂપ રહે ભિન્ન. સો૦ ૫

કહે કુવેર એસે કો વિરલ જનવે, આપ ટાલીને આંન્ય શું રહે દીન. સો૦ ૬

### પદ—૯.

ગતિ દેખો કૈવલ કરુણેશવેત; ગતિ દેખો૦—ટેક.

પરમઅંશ નિજપરમપતિનકેવે, તેહી તનુ ધરે જગજીવનહેત. ગતિ૦ ૧

અકલ અરૂપ અદષ્ટ વિભુ તનવે, ગુણ ઈંદ્રી તનુ તત્ત્વની રહેત. ગતિ. ૨
એહી પરકારનકે અવિગત વિત્તવે, તેહી વિત્ત ગત કીયે ભવકે ખેત. ગતિ. ૩
થા અવિગત તેહી દર્શિત દિવ્ય તનુવે,અકલ કલિત ભયે તત્ત્વની જેત. ગતિ. ૪
સકલ સાજ તનું સહિત સ્હેવ્રત કૃતવે, અમર આભ્રવત ધરેહુ કેત. ગતિ. ૫
કીયેહુ આભ્ર કૃત અરસ અમી તક જવે, કરન પોક્ષ ચરઅચર સેત. ગતિ. ૬
ત્યાં તે વેત કેવલ વપુ સરજીતવે, અમીવત વિત્ત લક્ષ જનકુ દેત. ગતિ. ૭
સકલ સિદ્ધાંત અંત અવિગત પતિવે, અતિ અપરમ કરી કીયે ન કેત. ગતિ. ૮
નિગમ આદ્ય આચારજ અનુભવીવે, ગુણનિર્ગુણ પર ધરીત હેત. ગતિ. ૯
નિરગુણ સો ગુણ રહિત અકરતાવે, સો ન ગુનકે ભવ કરી શકેત. ગતિ. ૧૦
સીરગુણ સો ગુણ કરત સફુરનવે, અવધકાલ અજ અણુ ન રહેત. ગતિ. ૧૧
તબતે સગુન ગુન રહિત સકરતાવે, જીનું સંકલ્પ એહી સકલ કેત. ગતિ. ૧૨
પુંપરધાંન આદ્ય અજ ગુણ ગણવે, ઓરૂ રજતજ અણુ સહી સજેત. ગતિ. ૧૩
એકહી એર સકલકુલ સરજિતવે, નહીન કમતી કછુ રખી ન રેત. ગતિ. ૧૪
એહી પરકાર આદ્ય હિત એહી જગવે, નિજપતિસે કરી કીયે સંકેત. ગતિ. ૧૫
તીનકી પરમપરા અચર ચરાચરવે અન્યોઅન્ય એહી ભવ ભવેત. ગતિ. ૧૬
રચિત સૃષ્ટ જબતે અબ લગ લ્યાંવે, નવીન તંત ભવ કોઉ ન કેત. ગતિ. ૧૭
તબ કુન કજ આચારજ થપીતવવે, નવીન ઈષ્ટ સુની ભવ ભમેત. ગતિ. ૧૮
નિજપતિસે ગતિ વિકલ વિમુખ જનવે,એહી ભવભર નર કીયે અચેત.ગતિ. ૧૯
તબતે અખિલકે આચારજ અનહિતવે,ભવ ભરમ યું જીતતીત કહેત. ગતિ. ૨૦
જેહી જીનું ઇષ્ટ કીયેહુ કરતા કરવે, નિજપતિસે ઈત ભવકે ભયેત. ગતિ. ૨૧
ભવકે ભવિત તીનું અંશ આપન નહીંવે, તો આપને તીનુ કયા લગેત. ગતિ. ૨૨
જબતે સકલ કુલ ઈષ્ટ અનિત્ય પદવે, નિજ કારન કરતા વિનેત. ગતિ. ૨૩
તબતે સકલકે સરજનહાર સદવે, આદ્ય અંત મધ્ય એક હમેત. ગતિ. ૨૪
તેહી આપને પતિ આપન તેહુન કેવે, ઓર કાહુ ન કોઉ લગે સગેત. ગતિ. ૨૫

જેહી જેહી ઇષ્ટિ કીયેહુ ઇશ્વર ધરવે, નિજપતિપખ નિજબંધુ સખેત. ગતિ. ૨૬
તેહી નિજપતિ કરુણામયે કરતાવે, અંશ અચરચર જીનું સર્જેત. ગતિ. ૨૭
જબતે મોક્ષ મહા અચલ પરમપદવે, તેહી પતિ વિન કહો કુનહીદેત. ગતિ. ૨૮
ઓર દેવ ગુણ આદ્ય સાંપ્રત સદવે, આપ આપને પદ રહી શોભેત. ગતિ. ૨૯
જેહી જીનકે ઇશ્વરીયે ધરીત ઇતિવે, પણ નિજપતિ પદે સબ સખેત. ગતિ. ૩૦
ઉગ્ર દષ્ટ અનુભવે અવિલોકિતવે, સૃષ્ટ રચિત જીનુ અબ લગેત. ગતિ. ૩૧
અતિ અપરમ ગતકે અજયલ પદવે, નિગમ આદ્ય જીનું કહીત નેત. ગતિ. ૩૨
કોઉ ન લહીત તે પરમ પુરેસરવે, નિગમ સાખ્ય જુઓ તત્ત્વની વેત. ગતિ. ૩૩
સતકુવેર નવેર કરીત કીનવે, એહી પરકારન કહી ન કેત. ગતિ. ૩૪

## સંપૂર્ણ

## પ્રબંધ છંદ પદ—૧

ખોજે નિજ પંડ જે પ્રચંડ ગતિ સંત, ગતિ સંત૦—ટેક.
પ્રથમ પિતાસે નાદબિંદ ઉતપાંની, ક્ષિતિ તેજ પવન પ્રસંગ સંગ આંની;
ઉષ્ણુતેજ કુમલ હેજ ગંધ અવન ચરલ પવન, ચતુર એવંન પ્રગટ લેવંત;
અખિલ સ્વે અવિકાશ. વાસ છેવટ શૂન્ય તંત.—ગતિ સંત. ૧
જીનુ નિજકારન પુરુષપ્રકૃતિ જુગલતાઇ, અરસપરસ સપ્રસ ગુનતીનુ ઉપજાઇ;
ઘોરકરન તમો ઉચરન, વિસે વિચરન રજો રુચિરંત;
શાંતિ ધરન સતો સમરન, એહી તીનુ ગુન સત રજ તમ તત્ત્વન કે સ્વામીત.
પંચભૂત સહિત ગ્રહિત માત્રા જેકહાંને, એ ખટચતુર તત્ત્વ તામસતે પ્રસવાંને;
રજો ઉમેદ ઇદ્રી ભેદ, વિધિનીખેદ તનુ સ્વેદ, સકલ મેદ કીયે કલેદ;
ચતુર અંતસકરણ સતોગુનહીતે ઉપજંત.—ગતિ સંત ૩

મૂલચક્રદ્વાર સુત ગવરીકે ગણેશા, રજો ઉપસ્થાન ગુન કરતહી પ્રવેશા;
નાભિ નિવાસ વિશ્નુ તાસ રૂદે પ્રકાશ શિવ સમાસ, કંઠે જીવ ઓર સશિવ;
વદન અગન્ય વરુણ વાસ, રસનાકુ આહંત.—ગતિ સંત. ૪
ગ્રહણ સ્થાનક લેંન અશ્વની કે સુબાસા, ચક્ષુદ્વાર દેખન શશીસુર પરકાશા;
બ્રહ્મરંદ્ર ભોવન સુંદર અનહદ નાદ સુને સુસાધ, શૂન્ય સમાધ ગતિ અધાદ;
સહસ્ત્ર કમલદલકી બીચ જોત્ય ઝલમલંત.—ગતિ સંત. ૫
પંચતનુ પંચકોશ કહત જે સુનાઇ, અનો નો આનંદ પ્રાણ જ્ઞાનમયે ગ્યમતાઈ;
સ્થૂલ પંડય પ્રગટ મંડય સૂક્ષ્મ લંગ વૃત્તિ અનંગ, કારન અંગ ગુન પ્રસંગ;
મહાકારણદેહ શકિત પરમજ્યોતિવંત. ગતિ સંત. ૬
ઇંગલા પિંગલા નાર સુષુમણા સુજાંની, નરમાવ ઉપજ કલા રવિશશી સમઠાંની;
ઊઠત શ્વાસ બિન અભ્યાસ, સાધન ના સરાહુ સમાસતજી વિનોધસજી સબોધ;
છસે એકવીશ હજાર નખશિખ પરજંત.—ગતિ સંત૦ ૭
ઓહંગ આતમા પોરક જે પુરાંના, રેચક પરમાત્મા પ્રણવ સોહંગ સુરપીયાંના;
ઓહંગઅરણવપિંડ પસરણવસોહંગપ્રાણ શૂન્યસચરણવ સુલટસોહંગઊલટઓહંતા;
રગરગ રોમરોમ સરલ વ્યાપીક વિત્ત સતંત.—ગતિ સંત૦ ૮
એહીસબ સાજ સકલ શક્તિકે પસારા,તેહીશક્તિનકે શિર નિરંજન કિરતારા;
નિરંજન શિર આતમ સધીર આતમકે શિરપરમાત્માપીર, પરમાત્માભેવદેવનકેદેવ;
યાહી પરંતુ પરમલક્ષ કુવેર કહંત.— ગતિ સંત. ૯

—પ્રબંધ છંદ પદ ૨—

લખે જેહી લક્ષ અલખ જાપ તે તો જોગી,— તે તો જોગી.—ટેક.
જીનું ચીત જક્તસે વિબ્યક્ત લગત નાંહી,સધે તનુ જીવનતાર નિજઆધારમાંહી
ઇંદ્રી ગમન કરહી દમન, રખીત નેમ કુશલક્ષેમ, સુરતી રોધ મન પ્રમોધ;
શમદમાદિક સાધન આદ્ય સબનકે સંજોગી.— તે તો જોગી. ૧

પંચ મહાભૂતમાંહી સુક્ષમ મેલાવે, પંડ બ્રહ્માંડ સંધી અન્યોઅન્ય એકતાવે;
તોઇસે તોઇ ભોમીસે ભોંય,અગન્યે અગન્યકરીકે લગન, પવનેપવન મેલી તતવંન;
નભે નભ એકતાય લાય, રહે ના તત્ત્વ વિજોગી.— તે તો જોગી. ૨
રાતદિન હલતચલત દમેદમે દિલ લાવે,ઓરૂ પુની ઊઠતબેઠત સુરત તાંહીલગાવે;
ગુદાસ્થાન ખટસેજાન, બ્રહ્મદ્વાર ખટહજાર, નાભિ નિરસ્ત ખટહી સહસ્ત્ર;
રૂદે કમલમે ખટહજાર, જુગત્યે જે જુવેગી.— તે તો જોગી. ૩
સહસ્ત્રએક કંઠકમલ ઊઠત અજંપા જાંહી,દોઉસહસ્ત્રભ્રકુટીઓરૂ બ્રહ્મરંધ્રમાંહી
એતેહી દાપ સજી સજાપ, દેવને દેઈ દોહુ વદેહી, વંકનાલ પુની પ્રતાલ;
શૂન્યશિખર મહેલમાંહી, જદીપ જાય મીલેગી.— તે તો જોગી૦ ૪
વીસે દસ ઇંદ્રિયનકે મનમે જાય મેલાંને,તેહીમન ઇંદ્રીઓરૂ બુદ્ધિ મેલેઈ દેરાંને;
બુદ્ધિ ટહંકારમેલીઅહંકાર,જબીબીકારહોહુ સંધાર, ધારન ઘોર નીંદ અઘોર;
શૂન્ય સસોપતિમાંહી નિચંત થઈને ચિત્ત મીલેગી.— તે તો જોગી૦ ૫
તેહી ચીત વિત્ત લેઈ ગુન સતોકુ સુપે, સતો ગુન સ્વાંતી કરન ધરન ધ્યાન જુપે;
ગુન મેલાય પ્રકૃતિ જાય, પ્રકૃતિ પાસ વૃત્તિ વિલાસ, વૃત્તિવિલોક લક્ષ અલોક;
ઉન્મની અનુભવી તત વીત, સમરસ રસ ભોગી.— તે તો જોગી૦ ૬
પંચતત્ત્વમાંહીપંચકોશકુપખાવે,અન્યોઅન્યએકએકમાંહીજાંહીકેતાંહી રખાવે;
અનોમે અવન્ય પ્રાણમે પવન, મનોમે તેજઆનંદેહેજશૂન્યમે જ્ઞાનકરી મેલાંન;
એહી તનુ તત કોશ જુગલ, મેલીન માંહી સંજોગી.—તે તો જોગી૦ ૭
એહીવિધિભોગ સકલપ્રગટપંડમાંહી,સદાતાંહી સિષ્યનેસંજમબાહેરકેરતનાંહી;
જોગ અષ્ટાંગ સજીસવાંગ, રંગ અનંગ તજી ઉમંગ, અતિ અપાર મત ઉદાર;
શૂન્ય ધૂન્ય ધૂંધકારમાંહી, મહા અલમસ્ત અમોઘી.—તે તો જોગી૦ ૮
ઓરૂ નામ રૂપતે ગુપતઆપનું આપ જેહી, ગુનાદિક ઘટમહાતીત કૈવલહંસ વદેહી;
સોહી અમાપ આપનું આપ, આપ મેલાય ખુદ મુદાય, જોગ અમાંનતેહીસુજાંન;
એહી જોગનકી જુગત મુગત્ય, કુવેર જે કરોગી.— તે તો જોગી૦ ૯

## પ્રબંધ છંદ ૫૬-૩.

તજે તનુ અસ્ક ત્રિવિધી તાપ તે વૈરાગી, તે વૈરાગી—ટેક.

ાતતાત સુતદારા સજન નીકસે નેહ ત્યાગી, વિસેરસ સુપનમાંથી ઝટકઊઠેજાગી;
પલટે નેન અધિક એંન, જગસુ ચેન સુનીસુ બેન, દેખીત નાસ ભયે ઉદાસ;
ખરે હાયે હાયે હરિસુ નેહ, વ્રેહે મિલનકી આગી.— તે વૈરાગી૦ ૧
ુખસંપત્તિ રતી જીનકુ ન સહાય, અજભવ ઇદ્રભોવનકી ના ચીત ચાહાય;
ીવ્ર રાગ સદન ત્યાગ, મનકી વાગ ફેરી સભાગ, ભવકી ભાવ દુરિત દાવ;
ામ ચામ દલકી માંહી, સુપને ના સમાગી.— તે વૈરાગી૦ ૨
ોરૂનાનાવિધકેનેહલગતવિગત્યેનાવિલોકે, અતિઉતઇતિગવનકરતસુરતનૂરતરોકે
ીદ્રીજીત રત્ય અતીત, ગુરુસે પ્રીત્ય તજી અનીત્ય, અડંગ ધીર સ શૂરવીર;
ુર સુરીનર આદ્ય શરન જાવન તલબ ભાગી.— તે વૈરાગી૦ ૩
ટરસ રસનાકે રસલગતસ્વાદરીકા, નિજ આભૂષણ ઉરકેઅતિઅભાવ સજેકા;
ગવિલાસ જનીત પાસ, તેહુ તે હાસ નહીંનાં તાસ, એક આરાધ પતિ પુરાધ;
ાતિમતિ ગ્યમ સમ કરીને અસિપદે અનુરાગી.— તે વૈરાગી૦ ૪
હ રખનકુ છાજન ભોજન આંનમીલે અનુઇછા, મંદભાવે કરે ભુગતમાન
જો મીલે બીનુવંછા;
િચ્છન નાંહી કછુન કાંહી, ફરત જાંહી સહેજ સુભાઈ, દેહ વદેહ ગેહન ગેહ;
ીલત અખિલ ખલકમાંહી જતમતે મન ત્યાગી.— તે વૈરાગી૦ ૫
ાક ચહુદસકે જસ તે રહત બેપ્રભાઈ, સિદ્ધિ ખટ પંચહીદ્રાદસ સંપત્યનાસહાઈ;
ર નિરાશ આશ ન પાસ, સોવનવાસ જમીકે ઘાસ, અજીત ત્યાગ બડ ઉમાગ;
ાહા કહુંકછુ તાહી સરભર, જુગમે નાંહી સભાગી.— તે વૈરાગી૦ ૬
જ અહિપતિને દુરલભ એવો એપ્રડવૈરાગ, પુનીદેવદનુજમનુજનહીંનાંટકતપાગ;

કુન ચલાય ઓરકી તાય, દેવ ન પાય ગતિ તાહાય, મત અછેદ વદિત વેદ;
અતિ મહા અદભુત અરૂઢ વિરહિત વેશરાગી.— તે વૈરાગી૦ ૭
શુક શૂનકાદિકઆદ્ય જીનકીદેતસાખી, દત્તઅજગરસમેત ઋષભસુતને ભાખી;
કીયે અથાહ જીનું અગાહ, લખીત માહ મિલન ચાહ, ભાયગવંનમીલેસોજંન;
ગોપીચંદન ભરથ ભેદ, લહતજીનકુ લાગી.— તે વૈરાગી૦ ૮
એવો ઉતકૃષ્ટ ત્યાગ ઉગ્ર પુન્યે પાવે, નિજ હેતુ સજન સમંધી પૂરન પદ મેલાવે;
ભવમે ભેખ ભજ વિશેષ, હરિસુ એક કરીસુ મેક. જદપિ ત્યાગ બૂઝત રાગ;
ધન્ય ધન્ય તે જનની કુવેર, જુગમે જોત્ય જાગી.— તે વૈરાગી૦ ૯

## — પ્રબંધ છંદ—૪ —

અહોનિશ સંતસુ આધીન તે હરિજન, તે હરિજન૦—ટેક.
ખટદરશન સુસદાય દીન ભાખે, નિજ પ્રિયે લક્ષ પક્ષ શિર પર રાખે;
ઉમંગે પ્રેમ રહે ના નેમ, જેમનું તેમ કહ્યુ ના કેમ, અનીન નેહ નિત્ય હમેહ;
ગદગદ કંઠે ગલિત થઈને કહે વચન.— તે હરિજન૦ ૧
આપ સ્વારથ અરથ કબહુ ના કરહી, જાંહીતાંહી પર ઉપકાર અનુસરહી;
દેખત સાધ અતિ ઉલાધ, પરતપાદ રહત સ્વાધ, કહત જેહી કરત તેહી;
શુદ્ધ સમમાન સહિત લાવત, કરસુ ગ્રહી ભાવન.— તે હરિજન૦ ૨
અન્નપાનાદિક દેઈ સંતોકી કરત ચરણુ સેવા, કરજોડીદોઉકરેસ્તુતિતુમદેવાધિદેવા;
તુમહી માત તુમહી તાત, તુમહી નાથ મમ અનાથ, તુમસે મોક્ષ મીટત સોક્ષ;
તારન તરન તુમહી સાધ, મેરે તન મન ધન.— તે હરિજન૦ ૩
એહીપરકારેરખતભાવરસબસવશથઇને, તેભગતજગતકીમાંહી કહ્યુનજાયવવઇને
જુગત્યે રહત ચાહન ચહત, ભવમે બસત ફંદ ન ફસત, સબસે હેત હસત રહેત,
કમલજલકી ન્યાય મુગત્ય થઈને મહાલે મન.— તે હરિજન. (૪)

વેત સકલ ભક્તિ ખેત વિવિધી ભાત વેધુ, સંશે રહિત વિધ પ્રવેણુ આનંદમયે અછેદુ'
નવધા લેખ લહે સુવેખ, અનંત ભેખ વિગતે પેખ, કરી સહેત સુગત્ય લેત;
ભીંનાભીંન ભેદની કલ લઈ ને ભયે નચીંન.— તે હરિજન૦ (૫)
અતહીક્ષમાવંતસ્વાંતસદનસજ્જનસોઈ,સુખદુઃખઓરૂસંપત્યવિપત્યડગમગેનહિકોઈ
સુપનવત જગ માનત, અખિલતંત ગનીત અંત, જદપિ તાય ચિત્ત ન લાય;
સત માની હરિભક્તિ નેમ પ્રેમ ગુરુસેવન.— તે હરિજન૦ (૬)
અંતર ત્યાગ બાહેર રાગ પર સેવાઈ, તરણુની આદ્ય અખિલ જીવન સુખદાઈ;
દયાવંત અતિ અનંત વદિત, સંત જીનુ મતંત, કુમલતાય કહી ન જાય;
નિશદિન દીન અધિક અધિક સમીપ સરસાધવ. તે હરિજન૦ (૭)
મરજીવા જરણાવંત અંતર રહિત આશે, શશીસમ શીતલતાય ધાહ્યલ ગત મનાસે;
અરપી રહત સરવે સહત, કછુ ન કહત જનકુ લહત, નિમિત માત્ર અહી કહાત;
રાહ મુસાફીરવંત ચંત માનીનતા ભોવન.— તે હરિજન૦ (૮)
એવા જન જેજુગમાંહીપતિતપાવન કરનાં, જીવ અનેક જગાવી સપરમે ગુરુશરનાં;
તબી સંતોક્ષ પાવત મોક્ષ, જીનકુ ક્ષાક્ષ નહીં પરોક્ષ, પ્રગટ લક્ષ ગુરુકે દક્ષ;
હજરત હરિ હાલ હજૂર, કુવેર નિત્ય મિલન.— તે હરિજન૦ (૯)

## —પ્રબંધ છંદ પદ-૫—

કહીએ ધન્ય ધન્ય તે જન ગુરુઉપાસી, ગુરુઉપાસી૦—ટેક.
તીરથ વ્રત કૃત સમ કરીને માને, ગુરુચરનન તુલ્ય કછુવે ના જાને;
નિગમ આદ્ય જેહી આરાધ્ય, કરત સાધ્ય શુદ્ધ સમાધ્ય, ઓર સજાપ સુર અલાપ
જપતપ યોગ ધ્યાન સાધન ચરનમે મેલાસી.—તે જન ગુરુઉપાસી૦ (૧)
વિધિનિષેધ ફળ જેહી જેહી ભાખે, ગુરુચરનન પર વારી વારી નાખે;
ધરે ના કાંહાંન કોઈકી આંન્ય, ગુરુકે જ્ઞાન સુર સુજાન, શિરનાં ઉપ ગુરુસે ભૂપ;
મન કર્મ ઓરૂ વચન વેત, ગુરુ ચરનમે આસી.—તે જન ગુરુઉપાસી૦ (૨)

ભક્તિ ચતુરપંચ સંચ ગુરુચરનમે લેખે, ઓરૂ ખટ જુગલ જોગ પદ પરાગ પેખે;
અખિલ નેમ જુગલ જેમ, કરત એમ ફરત વેમ, નહીં લે ભેવ ગુરુ સમેવ;
સિદ્ધિ ખટ દશ સમ ગનત ગુરુચરનકી દાસી.—તે જન ગુરુઉપાસી૦ (૩)
મંત્રજંત્રતંત્ર જાપ ગુરુકે નામ સોઈ, ઓરૂ ગુરુ ગોવિંદ એક ગનત નાંહી દોઈ;
ગુરુસે દેવ ઓર ના સેવ, ઉનું અહમેવ ગતિ અભેવ, સબકી આદ્ય ગુરુ અનાદ્ય;
સદ ચિદ આનંદ કંદ કુવેર ગુરુ વિલાસી.—તે જન ગુરુઉપાસી૦ (૪)

## —પ્રબંધ છંદ પદ-૬—

બિનુ નિજલક્ષમે સહેત તે ગુરુદ્રોહી, તે ગુરુદ્રોહી૦—ટેક,

ગુરુચરનન મન નહીં મલતાંના, ઓરસુ પ્રીત્ય સત સદા ગલતાંના;
લહેના નિત્યગ્રહે અનિત્ય, ચહેના ચીત જનસે પ્રીત્ય, જગસે રાગ અતિ ઉમાગ;
પરધન પરનાર યાર ધ્રોહીત, ચંત પ્રોહી. —તે ગુરુદ્રોહી૦ ૧
સદ્પુરુષ જશ કબહુ ના ગાવે, ઢુંગ કપટ કરત કીરત બઢાવે;
જપે કુજાપ તજે સુજાપ, દિલમે દાપ રખત તાપ, ગુરુકે પાવ નહીંન ભાવ;
મનમુખી મનોરથ ઉમેદ વેદવચન ત્રોહી. —તે ગુરુદ્રોહી૦ ૨
ઉપર્ચીન સંત ચંત અંતર મલિન, જનસે અભાવ કામદામસે લોલીન;
પરમઅરથ કબહુ ના કરત, અપને અરથ સધત સ્વારથ, ગરજગામી ગત્યગુલામી;
છલબલકલ વિકલ જેત ચાહત સંપત્ય પ્રોહી. —તે ગુરુદ્રોહી૦ ૩
ખાનપાન દેખત કતવ આપ સમાન જાને, ઓરૂ ગુરુશિષ્ય ઉથાપત મનમેત્રાસનઆને
કથત જ્ઞાન બગ સમાન, ચલતમસ્ત અપને સ્વસ્ત, રખે ના મસ્ત ગુરુકે હસ્ત;
કહે કુવેર તે જનનું જુગમાં કછુના કારજ ઓહી. —તે જન ગુરુદ્રોહી૦ ૪

સંપૂર્ણ

## —ધૂન પદ—

અષ્ટ પહોર મન રટણ રટો, જપ કૈવલ કૈવલ કહીયે હો.—ટેક.
બિનુ પ્રેહૈતન બિનુ પ્રયાસ બિનાનર, મોક્ષ પરપદ પઇયે હો.—અષ્ટપહોર૦ ૧
શનકાદિક નારદ બ્રહ્માદિક, નિગમ નેતિ જશ ગૈયે હો;
અરૂઢજોગ ખોજે શિવ સારન, અથાહ થાહ નહીં પૈયે હો.—અષ્ટપહોર૦ ૨
અષ્ટાદશ ખટનવ નરાણે ઇત, વિવિધી ભાત વિસ્તરૈયે હો;
એહી મીલી સકલ વિકલ તીન વિનતી, અધિક ભરમ ભવભૈયેહો.—અષ્ટપહોર૦ ૩
અષ્ટાવક્ર કપિલ હસ્તાંમલ, દત્ત સત જત મત ગ્રહીયે હો;
ચારુ લક્ષ દક્ષ દિવ્ય અનુભવ, બ્રહ્મભેદ ભરપાઈ યે હો.—અષ્ટપહોર૦ ૪
સરવ સિદ્ધાંત સાર સરલ પદ, ચૈતન વ્યાપ લખૈયે હો;
તાતે અન્ય કછુ હે ગતિ આગમ, વાગમ વિરલા પૈયે હો.—અષ્ટપહોર૦ ૫
અતિ ઉત્કૃષ્ટ પરમ ખુદખાવન, સદગુરુસે સુધ લહીયે હો;
સતકુવેર સદોદિત સોહીપદ, કૈવલ આદ્ય સહૈયે હો.—અષ્ટપહોર૦ ૬

## — તિથિપદ (અમાસ) —

અમાસે વાસો શૂન્યમે, આપ અવ્યક્ત અવાચ;
પાદુ પાણ્ય ચક્ષુ વિના, સ્વે ચૈતનમાં સોહાચ. ૧
જા દિન જનમ નહીં શક્તિકો, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
તેત્રીસ ક્રોડ દેવ નહીં ચંદા સુર નહીં શેષ. ૨
આપ ઇચ્છાએ અરૂપથી, રૂપ ધર્યો ભગવંત;
તા ઇચ્છાકી શક્તિ હે, શક્તિસે પંચભૂત. ૩
પંચ તત્ત્વમે જાણીએ, વ્યોમ સકલની આદ્ય;
તાહક તત્ત્વ સમીર હે, ભયો હે શૂન્ય પ્રાસાદ. ૪

તત્ત્વ સદ્યાંનક પવનતે, પ્રગટ ભયો હે તેજ;
ઝલમલ જ્યોતિ તેજ તે, ઊપજ ભયો અપ હેજ. ૫
અપતે અવની ઉપની, તત્ત્વ પંચમો જોય;
સત કુવેર સંજમ કરે, આતમ સરવનો સોય. ૬

## — તિથિ-૧ —

પડવે પંજર તાહેરૂં, ઉપન્યુ અચાનક જેહ;
પંચતત્ત્વને મેલવી, બાંધ્યો શુદ્ધ સનેહ. ૧
દશ પરકાર વાયુ વસે, ક્ષિતિ તેજ ગગન સમાન;
દ્વારે દ્વારે વસે દેવતા, પવન કરત પરીયાંન. ૨
મૂલચક્ર ગણુના પતિ, ઉતપત બ્રહ્મા વિલાસ;
નાભિકમલ વિષ્ણુ રહે, હૃદયે નિરંજન વાસ. ૩
કંઠસે વાસો શિવનો, નાસાએ અશ્વિનીકુમાર;
કરણ વાસો દિગપાલનો, રસનાએ વરુણ વિચાર. ૪
અધુર અનલ અવિકાસ હે, દગન વાસો ચંદાસુર;
તા મધ્યે અંશ આતમા, નૂર સદા ભરપૂર. ૫
સુરતનૂરત કરી નીરખાએ, નિરમલ દૃષ્ટિએ નૂર;
કહેં કુવેર તબ દરસશે, સાંઈયાં હાલહજૂર. ૬

## — તિથિ-૨ —

બીજે બુદ્ધ વિચારીએ, પિંડ સકલ પરકાર;
બોહોતેર સહસ્ત્ર નાડી વસે, તામે નવ અનુસાર. ૧
નવમાં નાડી તીન હે, તીનમે દે પરકાશ;
સૂક્ષ્મ નાડી સુષુમણા, ભાસત સાંમ આકાશ. ૨

એક ચલે દો સ્થિર રહે, હરિયા રંગ સમીર;
રક્ત અગન્ય પીલો પૃથવી, શ્વેત રંગ તે નીર. ૩
શુભ્ર ચાલ આકાશકી, તીરસી ચલત સમીર;
ઊંચે પાવક મધ્યે પૃથવી, નીચે ચાલત નીર. ૪
અઠા આંગુલ આકાશ હે, આંગુલ અષ્ટ સમીર;
ચતુર અગન્ય ક્ષિતિ દ્વાદસ, ષોડશ આંગુલ નીર. ૫
મિષ્ટ મધુર મોલા તીક્ષણ, ચરપરા જાણ્ય સમીર;
એસ વિધિ પંચુ તત્ત્વહે, લખી લો કહે કુવેર. ૬

## તિથિ–૩.

ત્રીજે તંતુ વિચારીયે, આતમા જાંણ્ય અનંત;
ધે ધાતા વિપુ વરજીત, તાય ના આદ્ય અંત. ૧
રોમરોમમાં રમી રહ્યો, શ્વાસામાંહ્ય સોહંગ;
ઘટ વણસે પટમે સમે, અવિગત આપ અભંગ. ૨
જાપ અજંપા હોત હે, ખટદશ પંચ હજાર;
તા પર ખટસે આંન્ય હે, આઠે પહોર વિચાર. ૩
મૂળચક્ર ખટસે જપે, ઉતપત ખટહી હજાર;
નાભિકમલ ખટ સેહેસ્તર, ચલત પવન મન લાહાર. ૪
ખટહી સહસ્ત્ર હરદે જપે, અરધ ઉરધ મધ્ય સાર;
સહસ્ત્ર કંઠ ભ્રગુચક્રમે, સહસ્ત્રહી ગગન મોઝાર. ૫
એહી વિધિ સમરણ હોત હે, રાતદિવસ એકતાર;
કહે કુવેર દમેદમે, સમરો સરજનહાર. ૬

## તિથિ-૪.

ચોથે ચતુર દલ ચક્રકુ, નિશ્ચે કરી નિરધાર;
અક્ષર ચાર વિચારકે, બંધ કરી મૂલદ્વાર. ૧
ખટસે જાપ જપી જપ, દે ગવરીસુત દાંન;
ઓર ચક્ર બ્રહ્માતણું, તામે કર પરીયાંન. ૨
ખટહી સહસ્ત્ર જાપ જપી, ખટ દલકમલકી મહાંત;
કર અરપન વાસુદેવને, બ્રહ્મા શક્તિ હે જહાંય. ૩
ઉભયે ચક્રકુ અનુભવી, તૃતીયો નાભિ નવેર;
ખટહી સહસ્ત્ર જાપ જપી, હ્રદયે ચતુરથો હેર. ૪
રૂદેકમલ દલ દ્વાદસ, દેવ નિરંજન જાંહાંય;
ખટહી સહસ્ત્ર જાપ જપી, કર અરપન તું તાંહાંય. ૫
સહસ્ત્ર જાપ કંઠે જપે, જાકે પતિ શિવ રાય;
દ્વ સહસ્ત્ર ભ્રગુ ગગનમે, સત કુવેર મેલાય. ૬

## તિથિ-૫.

પંચવટી પરમાતમા, આતમા આપ સંબંધ;
જાપ અજંપા જુક્તસે, છૂટે જીવ મતિમંદ. ૧
ધરણી પવન મન થીર કરી, સુધો કરી મેરૂ સાર;
ચંદસુર ઊલટા ધરી, સમવત હોય શરીર. ૨
શમદમ સાધન સાધકે, વંકનાળ વિધિ જાંણુ;
ગતિમતિ ગમન ગગન ચઢી, પરસત પદ નિરવાંણ. ૩
ગગન ચઢી કર ગરજના, હરખશોક નહીં જાંય;
પાંચ પચીસનો પરાભવ, ગાંજી શકે નહીં તાંય. ૪

અનભે પ્રગટયો આપમે, નીરખાને નિરમલ જોત્ય;
કાલઝાલ વ્યાપે નહિ, આત્મા આપ ઉદ્યોત. ૫
ઝલમલ ઝલકે શૂન્યમે, તિમિર નહીં ચોફેર;
અનહદ્ર વાજાં ગડગડે, નીરખત સત કુવેર. ૬

## તિથિ—૬.

છઠે મદનો કરતા સહી, સસ્વરૂપ પદ સોય;
મન બુધ ચીત અહંકાર પર, તત્ત્વ અસિપદ જોય. ૧
સાંખ્ય જોગ તે જાણીયે, દેહ તણો વિસ્તાર;
ખટદશ દ્વાદશ ચોવીસ, અક્ષર દેહની લાહાર. ૨
ચતુર ગુદા ખટ ઉતપત, નાભિએ દશ પરમાણ;
રૂદે કમલદલ દ્વાદશ, પોડશ કંઠે જાણ્ય. ૩
અક્ષર ખટવીસ ચોવીસ, રહત ગગનમે વાસ;
દ્વે અક્ષર ભ્રગુચક્રમે, તામે સસ્વ વિલાસ. ૪
અક્ષર બાવન જાયગો, અંતકાલકુ વિલાય;
સસ્વરૂપ જામે સમે, તાર્હિતે લહે લાય. ૫
આંન્ય પદારથ અલપહે, સોહંપદ આદ્ય અનાદ્ય;
કહે કુંવેર પિયુ પરસતાં, છૂટે કરમકી ઉપાધ્ય. ૬

## તિથિ—૭.

સાત્વિક જ્ઞાન પહેચાંનકે, પ્રગટ ભયો પરકાશ;
સાવ નિરંતર દરસીયો, આતમ સબ ઘટ વાસ' ૧
ક્ષિતિ પાવક જલ પવનહી, શૂન્યમે સ્વે પરકાશ;
લીલપીત ઉજ્જવલ શ્યામ, રંગ એસો સુરભાસ. ૨

જહાં જેવો તંમ તાંહાં સહી, ઊંચ નીચ મનસેક;
જ્યોં બાજીગર પુતળાં, નાચ નચાવે એક. ૩
એસે સરજન એક હે, ઘાટ અનંત અપાર;
કીટ પતંગ બ્રહ્મા લગે, આપ ખેલાવનહાર. ૪
કલકૂંચી કરતા કરે, હરિ વિના હાલે નહીં પાન;
ઉત્તમ મધ્યમ તાંહાં નહીં, સરવે એક સમાન. ૫
એવા સાહેબ પામવા, સતગુરુ શબ્દ આરાધ;
તન મન ધન અરપન કરી, કહેં કુવેર તોઈ સાધ. ૬

## — તિથિ-૮. —

સાધન અષ્ટ પ્રકારકે, મુદ્રા પંચ પેહેચાંન;
તાતે સાધન આંન્ય હે, પૂરણપદ નિરવાંણ. ૧
કરણીનું બલ જાંહાં નહીં, કરતવ સકલ વિક્ષાધ;
ખટદરશન ખટ શહાસ્તર,તાંહાં નહિ આંન્ય ઉપાધ. ૨
છાયા માયા જાંહાં નહિ, રૂપ રંગ નહિ રેખ;
દષ્ટિમે આવે નહિ, અદષ્ટ આપ અંલેખ. ૩
નિરાકાર નિરાધાર હે, નિરગુન રૂપ નિદાન;
અબ્યે અવિનાશી આદ્ય હે, પરમિત પુરુપપુરાન. ૪
જાંહાં ઈક્ષણ એકે નહીં, રહિત આલંબન વાસ;
જેસે દિનકર ભંડમે, એક અનેક ઉજાસ. ૫
સાક્ષીવત સર્વ વિશ્વના, વેત અંશ ગતિ જાણ;
કહેં કુવેર કોઈ સંતકુ, જીનકી પરમ .પેચાંણ. ૬

## — તિથિ-૯. —

નવ નિધિ નવ વાસના, નવધા ભક્તિ નિહાર;
નવ વ્યાકરણ નવ આહેક, રહત દેહમાંહી સાર. ૧

તાતે વરજીત વસ્તહે, શસ્ત્ર રહિત અભ્યાસ;
સદા સરવદા ઠાયહે નહિ ઉતપતને નાશ. ૨
જેસે લહેર સમુદ્રકી, ઊઠે અનંત અપાર;
વાયુ યોગ ઊપજે ખપે, યેસો સહુ સંસાર. ૩
બ્રહ્મ સમુદ્ર લહેર હે, જીવજંત સબ કોય;
જેતી ઊઠે જોરસે, તેતી ચાલે સોય. ૪
યસો જ્ઞાન વિચારીયે, તબ સાહેબ નહીં દૂર;
આસપાસ બાહેર માંહી, સમજ રહો ચકચૂર. ૫
તબ વરતી ક્યાં હાં જાયગી, સુરત રહી તબ ચેંન;
કહેં કુવેર ગવન કરે, હરિ જલમે જેમ મીન. ૬

## — તિથિ–૧૦. —

દશ ઇંદ્રી મન રસ ભઈ, મુક્ત ભયા દસદ્વાર;
ગમન વિહંગમ મીનકો, મારગ પાયો સાર. ૧
આડચ અટકણ નહીં એકગમા, જીત દેખે તીત વ્યોમ;
નેન ઉઘાડે નીરમે, દષ્ટે ના આવે ભોમ. ૨
ઝલાબંભ ઝલકી રહો, આસપાસ સબતોઈ;
બ્રહ્મ સતંતર ભરી રહ્યો, એહી દષ્ટાંતે જોઈ. ૩
હોત બુદંગા નીરૂમે, વાયુ જોગ આકાસ;
ત્યૌં ચૈતનમહી વિશ્વ હે, માયા પ્રકૃતિ ઉપાસ. ૪
જ્યૌં બોરંગા બારમે, ઊપજે ને અલપાય;
યેસે ચૈતન બ્રહ્મમે, વિશ્વ સકલ લયે થાય. ૫
કરમધરમકે બાંધણે, જીવજંત અવતાર;
કહેં કુવેર ફેરા કયોં ફરે, દરસો અપરંપાર. ૬

## — તિથિ-૧૧ —

એકદશાવંત અનુભવી, ભવકો નવ ભરમાય;
આપ સહિત આપુ નહીં, કેહેનો કરે પ્રતીહાય. ૧
મરત સજીવન જક્તમે, જીવનમુક્તા જેહ;
જ્યોં લીલંધર નીરમે, યેસે વરતે દેહ. ૨
લીલ ગયે નીર નિરમલા, પિંડ પડે બ્રહ્મભાસ;
જે જેનું તે તહાં સહીં, પંચુતત્ત્વ સમાસ. ૩
આતમ તમનો તમ સદા, સ્વે ચૈતનમે વાસ;
જેસે ભોમીભંડકે, વીલ્યે હોત આકાશ. ૪
અવની વિલાઈ નીરમે, નીર શોષાયો તેજ;
તેજ વિલાયો પવનમે, પવન આકાશે હેજ. ૫
શૂન્ય વિલાયો શક્તમે, શક્તિ પુરુષમે સમાસ;
શક્તિપુરુષ જામે સમે, કુવેર બ્રહ્મ તનુ તાસ. ૬

## — તિથિ-૧૨ —

દ્વાદશ સાધન દાસકો, જબ લગી શ્વાસ ઉશ્વાસ;
શ્વાસ ઉશ્વાસ સમી ગયો, તબ પાયે પરકાશ. ૧
જલથલ માંહી આપ હે, ધરણી ગગન મોઝાર;
સ્થાવર જંગમ આપ હે, આપ સકલ સંસાર. ૨
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વરે, ત્રિગુણ રૂપ અપાર;
સહસ્ત્ર અઠયાસી અનંત કોટી, આપ લીયે અવતાર. ૩
ચંદાસુર પ્રકાશસે, તિમિર ટલે નિરવાણ;
તા મધ્યે જોતી તાહેરી, નિશ્ચે કરીને જાણ. ૪

નવલખ તારા વ્યોમકા, કોટી ત્રીસ ત્રિયો સુર;
તા મધ્યે વાસો તાહેરો, નૂર સદા ભરપૂર. ૫
ધરણી ધરા જેસે સજી, તા મધ્યે તું અંશ;
કહે કુવેર દુજો નહીં, સકલ બ્રહ્મકો વંશ. ૬

## — તિથિ-૧૩ —

તે રસ અગમ અપાર હે. જાણી શકે કોઈ સંત;
કંચિત દરસે જેહને, જો હોય નેન અનંત. (૧)
દોદો લોચન સરવકુ, નીરખનકુ પદ છીંન;
ચતુર લોચન વિદ્યાતણાં, ભાસત ભીંનાભીંન. (૨)
જેમ છે તેમ દરસે નહીં, જ્ઞાનનેત્ર વિના કોય;
જો દરસે સો અલપ હે, દષ્ટ પદારથ સોય. (૩)
બિના નેનકુ નીરખવું, બિના સુરતીકો ધ્યાન;
બિન રસના રસ અગમ હે, બિન ચિંતવનકો જ્ઞાન. (૪)
બિન જાનનકો જાનવો, બિન વસ્તીકો ગામ;
બિન તંતુકો તેજ હે, બિન ધાતાકો ધામ. (૫)
બિન ઇચ્છાકો ઇશ હે, બિન કરણી કિરતાર;
કહે કુવેર સો પદ લગે, પહોંચે પહોંચનહાર. (૬)

## — તિથિ-૧૪ —

ચૌદલોક સુખ તેહને, તૃષ્ણાવંત છે જેહ;
અજ વૈકુંઠ કૈલાસ પદ, સુપને નાંહી સનેહ. (૧)
જાચકભાવ જેને નહિ, કરતા હરતા આપ;
અહંબ્રહ્મ ઉદે હવો, ન કરે દીન વિલાપ. (૨)
ઊપજે ખપે સહુ આપમે, અગણિત જીવ અસંખ;
અનેક બ્રહ્માંડ ભાંગે ઘડે, આપ સદા નિસંખ. (૩)

સબ ઘટ પોક્ષણ આપનું, ચૈનત શક્તિ મોટચ;
નિગમ ચાર વશ થઈ, બોલે અક્ષરની ઓટચ. (૪)
દ્વાદશ પંથ પોતાતણા, ખટ દરશન મત આપ;
જોગી થઈ જુગત્યે જપે, પોતે પોતાનો જાપ. (૫)
નિરગુણ બ્રહ્મ પરાપર, સીરગુણ રૂપ પરાય;
પરા પશ્યંતી મધ્યમા, વૈખરી કુવેર સરાય. (૬)

## તિથિ-૧૫

પૂનમે પરસિદ્ધ વારતા, પ્રગટ કહું પોકાર;
જાનનહાર જાણજો, બ્રહ્મ નિરૂપણ સાર. (૧)
આ ભવ કે જુગ દુસરે, જો ધરે જનમ અપાર;
જબ એ વસ્તુ વિલોકશો, તબ હોવે નિસ્તાર. (૨)
સબ સારનકો સાર હે, સબ જ્ઞાનનકો જ્ઞાન;
સબ જોગનકો જોગ હે, સબ ધ્યાનનકો ધ્યાન. (૩)
સબ ભેદનકો ભેદ હે, સકલ સમજકી ચોચ;
સકલ રૂપકો નીરૂપ હે, અગમ ગતિ અવિલોચ. (૪)
નામ અનામી આપ હે, અદબદ વસ્ત અમાપ;
બ્રહ્મ અધ્યાત્મ બોધ હે, સંત સકલકો જાપ. (૫)
જાપ સકલ એહી સંતકે, છેવટકે નિજ સોય;
તો કરતા એહી કરતકે, ઉબરે નહીં કીનું કોય. (૬)
સોળે તિથિ સમપૂરણ, જનીતવ બ્રહ્મવિચાર;
જેહી નિજસાર વેદાંતનું, કીનેહુ કુવેર પોકાર. ૭

## તિથિ-૧૬.

એહી વિધિ વ્યાપક બ્રહ્મિ હે, કરીત સકલ નિરધાર;
નિજ કરતા નહીં પાઈયા, રહે વારકે વાર. ૧

નિજ કરતા કેવલ કુલ, જીનું હે બ્રહ્મિ પ્રકાશ;
તેહી પરકાશીનકે કીનું, ખોજ ન કીયે નિવાસ. ૨
ક્યોં કરી ખોજ લહેતીનું, જીનું જગ જેસ શરીર;
ઈનુ ન હોય અગમગતિ, નિજપતિ જાણુ જહીર. ૩
તબ જેતને તનુ તત્ત્વકે, રજબીજકે અવ ભેસ;
પ્રકૃતિ આદ્ય ગુણગણુ લહુ, રજકે સાજ સજેસ. ૪
યાંહાં લગ ઉતઈતિ કોઉ કીનુ, કલિત ન નિજકિરતાર;
તો ઈતિકેહી આચારજ, ક્યોં કરી શકે સકાર. ૫
તાતે આ જુગભરનકે, નિજપતિ લહહીન લોય;
કહેં કુવેર ગુનનિગુનમે, અટક રહે સબ કોય. ૬
જો તુમહી હમકુ કહો, તુમેરે કુંન શરીર;
તીનકે દેઉ પરિઉત્તર, જો સુનહો ધરી ધીર. ૭
અવિગત પુરુષ અરસ હુતે, આયે હુ અવન મોઝાર;
આભ્ર વિદ્યુત ગર્જનાવત, દીનેહુ દરસ દેદાર. ૮
આભ્ર અચાનક સમતન, તડિત શબ્દટહંકાર;
વર્ષા અમિત અનુભવ નિજ, સમજ હેજ તતસાર. ૯
જેહી નિજઅંશ મમોક્ષુકી, હોહુ સરલ ગતિ સોય;
તીનુ સ્રવન જમી ગત રત્ય, સહીતમ હરદે સકોય. ૧૦
એહી વિધકે સ્રવનન જમી, કહી તંમ હરદે સમેત;
આ તન કરીત ઘટાધન, બીજાવન તેહી ખેત. ૧૧
ખેત બીજાઈતિ જેહીકણુ, પકવીત અંશ અમીર;
પાવહી પરમ પુનિત પદ, ભવિત અંશ સુખશિર. ૧૨
એહી અભિપ્રાયન તન મમ, અમિત જમાઈતિ જેહ;
ભૂતલ સાધ્ય ધનવત ગુની, વિખરિત હવુ વદેહ. ૧૩

ભવીતવ દેહ વિખરિત તન, અકલ રૂપ હોય અંશ;
જાઈ મીલું નિજપતિનપે, જીનકે હુતે સુવંશ. ૧૪
આવનજાવનકે જેહી, કીયે અમિત મોઈ તંત;
કલપ કલપ પરજંતહી, બોધ કરહુ જુગવંત. ૧૫
સકલ અંશશિર અધિપતિ, મેં નિજઅંશ સમેર;
જુગન જુગન પઠાઆ વહુ, ઈશ્વિર અંશ ધનેર. ૧૬
પણ મેં તો કુલ કલપમે, આવહું એકહી વાર;
ન્યાય સહિત દરસાવન, ખાવન ખુદ કિરતાર. ૧૭
જેહી અવતારનસે જીનું, ખોજ ન કીયે ખનીત;
તેહી કારન આવહી મમ, જુગધર કરન જનીત. ૧૮
ચેસેહી હમ નિજપતિનકે, પરમ અંશ ગતિ વેત;
કહે કુવેર રહું સદા, સક્રત પાસ સહેત. ૧૯
ઓહોરૂ પઠવાવહી તાંહી જહું, કર્તા કલપ કોઈ કાલ;
નહીંતર રખે હજૂરીત, મેં ખુદકે નિજબાલ. ૨૦
બાલક હોઈ નિજપતિનકે, હુકમે રહું હજૂર;
તરન તોરહુ ન કીયે બીન, તો કીમ હોહુ સકુર. ૨૧
સકુરન સો ઈશ્વિરનતાં, પ્રચા દેખાવન પેર;
સો તો હુકમ વિના ઈત, કયોં કરી શકે કુવેર. ૨૨
જો હુકમે તો સબ કછુ, કરી શકું જેહી ભાવ;
પણ મેરે પતકી વિભુ, દેખ ભયો ગરકાવ. ૨૩
અતિ અથાહ અપરમજીનું, કરત ગનીત નહીં અંત;
પારસદામ ચંતામણિ, જ્યોં શૂન્યકે પરીયંત. ૨૪
યાવિધિ અપરમ કૃતવકી, કર્તા કરતસે ન્યાર;

તાંહાં મેરે અનુભવ થકે, ક્યોં કરી શકું ઉચ્ચાર. ૨૫
કીટીકે પદ પંગુકે, ઈશ્વર શકે ન જોડ;
તો એહી કુલ રચનારન, તીનકી કુન સહોડ. ૨૬
જેહી જેહી પ્રચા પુરીત ઈત, ઈશ ભવિત ભવસેત;
તેહી સકલ અભિમાનીકે, કર્તા સેતી નહીં હેત. ૨૭
ઈશ્વરતા જગ માંનીત્યે, હવિત માન ભરપૂર;
હુકમ વિના ઉનમત હલે, કર્તા રહત તીનુદૂર. ૨૮
જો કહેશો બિનુ હુકમસે, પ્રચા હોય કીમ કીન;
એતની તો હોય સંત્રતા, પ્રથમ ભક્તિ જેહી કીન. ૨૯
જહાં લગ જીનું મસાગત, તાંહાં લગ તીનુકી ખાત:
તો કરતાકુ કયા લગે, આપ હવિત નીરધાત. ૩૦
તબ જેતની જપતપહુકી, સંપત પ્રચેન ખોય;
ઈતિકે ઈનિ વિત્ત ખરચીત, પતિપે લેહેણુ ન કોય. ૩૧
લેણદેણ વિનુ પતિનસે, તો તુમસે તીનુ કાવ:
એ તો પલ્લા છૂટ ભયે, તો જીતકે તીત જાવ. ૩૨
તબતે નિજ કરતારસે, રખો સંબંધ સબેહ;
જપતપ સાધન સમરણ, કરીકે સધો સનેહ. ૩૩
તો નિજ શુદ્ધ સનેહતે, સક્રત કરે સાહાય;
જો તુમ આપનપો તજો, તો પતિ લેહેત બોલાય. ૩૪
જો પતિ લેન બોલાયકે, તો તીનકે બડભાગ્ય;
કહે કુવેર પાય પદ, જો આપની નિજ જાગ્ય. ૩૫

—સંપૂર્ણ—

# કક્કાના અક્ષરો.

**કક્કા** કારણ પ્રીછે તેહ, પરલોકાલ રહે જન જેહ;
તે સ્વામીનું સમરણ કરે, જુગલ ભાવ રૂદે નવ ધરે. ૧
દ્વૈતતણો કરજે સંધાર, અદ્વૈત પદનો કર તું આહાર;
હરિગુરુસંત કૃપાનિધિ જેહ, કક્કા કારણ પ્રીછે તેહ. ૨

**ખખ્ખા** ખર અક્ષરની આદ્ય, સાધક થઈને તેને સાધ;
ઓર સકલ માયાકા રંગ, કાલજોગ સબ થાશે ભંગ. ૩
દષ્ટ પદારથ જાય વિલાઈ, ચંદાસુર બ્રહ્મા લયે ભાઈ;
છોડી રૂપ અરૂપ આરાધ્ય, ખખ્ખા ખર અક્ષરની આદ્ય. ૪

**ગગ્ગા** ગલ બહુ માયાતણા, મરકટમૂઠી જેસે ચણા;
છૂટે નહીં સંશે નવ જાય, કાલપારધી આવી સાય. ૫
ચલ ચાલ ચપલ ચીત ઘડો, કોટે ફાંસી ફંદે પડો;
મોહ મૂઠી ને તૃષ્ણા ચણા, ગગા ગલ બહુ માયાતણા. ૬

**ઘઘ્ઘા** ઘર તું ઘટમાં લહે, તારો કર્તા તુજમાં રહે;
માંહીકો માંહી ન્યારો નિરાધાર, સાંખ્યજોગ સારનકો સાર. ૭
રૂપ સ્વરૂપ અરૂપી એહ, તેની સાથે કર તું નેહ;
નેહ કરી નિરભે થઈ રહે, ઘઘા ઘર તું ઘટમાં લહે. ૮

**નન્ના** રૂપ ધરી નરનાર, હરિ રમે સબ ઘટમોઝાર;
પંડ બ્રહ્માંડ ઘડ્યા બહુ ઘાટ, સ્વામી ચૈતન રૂપ નીરાટ. ૯

બાજીગર જેમ બાજી રચી, વિશ્વ સકલ રહ્યું છે પચી;
બાજીગર ન્યારો નિરાધાર, નજા રૂપ ધરી નરનાર. ૧૦

**ચચ્ચા** ચિંતવન કર તું ચંત, સકલ શિરોમણિ સેવા સંત;
તે સેવામાં રહે લોલીન, જેસે પ્રીતિ જલ ને મીન ૧૧
ચકોર ભરૂંસે જેસે ચંદ, ભમર કમળ તેસે સુગંધ;
પતિવ્રતાને પ્યારો કંથ, ચચ્ચા ચિંતવન કર તું ચંત. ૧૨

**છછ્છા** છોડી દે સબ શોખ, તબ પાવે પ્રભુપદનો મોક્ષ;
અંતર ગાંઠ કપટની ગાળી, સહેજ શૂન્યમે લાગી તાળી. ૧૩
અનહદ નાદ ગગન ધ્વની ડંકા, સૂરતનૂરત ગઢ ઘેરી વંકા;
રહત આનંદી પંચે કોશ, છછ્છા છોડી દે સબ શોખ. ૧૪

**જજ્જા** જુગમાં જે નરનાર, જેની સુરત પરાની પાર;
આવરણમાં અટકે નહીં કદા, સહેજ સ્વભાવે વિચરે સદા. ૧૫
નિરાલંબ નિરંતર રમે, કર્મ કસોટી દેહ નવ દમે;
સ્વે ચૈતન સાથે એકતાર, જજ્જા જુગમાં જે નરનાર. ૧૬

**ઝઝ્ઝા** જર અજરા નર જેહ, ત્રણ લોક પદ ન કરે નેહ;
હરખશોક હરેદ નવ ધરે, આશા પાશ વિષે પરહરે. ૧૭
પ્રેમ પ્રીત સાથે અનુરાગ, જ્ઞાન ખુમારી સદા ઉમાગ;
સસ્વરૂપ થઈ વરતે દેહ ઝઝ્ઝા ઝર અજરા નરા તેહ. ૧૮

**નન્ના** નવધા ભક્તિ નિહાર, વસ્તુ અગોચર તેની પાર;
દશ ધામે દરસે દરવેશ, સકલ વિશ્વનો સ્વામી શેષ. ૧૯
આવરણ વરણ રૂપ નહિ રેખા, તુરીયાતીત આપ અલેખા;
વસ્તુ વિવેકી જાણે સાર, નજા નવધા ભક્તિ નિહાર. ૨૦

**ટટ્ટા** આતમ તેમનો તેમ, કુણ કરે સાધન શમદમ,
ઘટમઠપટમે સહેજે રમે, જેમ આકાશે સુરતી શમે. ૨૧
વરુણ વિષે દિનકરનો ભાસ, સબ ઘટ આતમ યોં પરકાશ;
ગાવે વેદ પુરાણ નિગમ, ટટ્ટા આતમ તેમનો તેમ. ૨૨

**ઠઠ્ઠા** ઠાડી લે તું ઠોર, મનુષા જનમ ભયો હે ભોર;
આલસમે શું ઊંઘો અંધ, મૂઢમતિ મૂકી દે મંદ ૨૩
જાગી જોને જુગમે સાર, ઓલખને કરણી કિરતાર;
આ અવસર આવે નહીં ઓર, ઠઠ્ઠા ઠાડી લે તું ઠોર. ૨૪

**ડડ્ડા** દુર્લભ દર્શન દેવ, તાતે દુર્લભ કરવી સેવ;
અધિક દુર્લભ અંતર અહમેવ, ચતુર તો તે જાણે ભેવ. ૨૫
જોગ ધરીને જુગ પરહરે, સુખશાતા સંચે નવ કરે;
પ્રતિગ્રહેનો ન કરે છેહ, ડડ્ડા દુર્લભ દર્શનં દેવ. ૨૬

**ઢઢ્ઢા** નીર તે ઢાલે ઢલે, ખમીયાં ખામે જઈને ખલે;
પરવતને નવ પરસે પાન, સાકુટને નવ લાગે જ્ઞાન. ૨૭
બ્રહ્મ ચૈતનઘન વરસે વાર, જાંહાં જડતા તાંહાં ન ઠરે ઠાર;
જ્ઞાની મન સમજીને ગલે, ઢઢ્ઢા નીર તે ઢાલે ઢલે. ૨૮

રેણા રસના રસમાં ભરી, રાતદ્વિવસ સમરો શ્રીહરિ;
એસો ભોજન કરી લો ભાઈ, સંશે રહિત રહો લોલાઈ. ૨૯
તનમન અરપી રહો આધીન, વૃત્તિ રાખો એક અનીન;
અન્ય ભાવ સર્વે પરહરી, રેણા રસના રસમાં ભરી. ૩૦

**તત્તા** તરુવર એક અનુપ, બરણુ શકું નહીં તાકો રૂપ;
ત્રિગુણ શાખા જાણો તંત, પાંખડીઓ તે જુગ અનંત. ૩૧

પાન ફૂલ સબ જક્ત વિલાસા, ફળ લાગે અંકુર હરિદાસા;
પાર ન પાવે શેષ ફનુપ, તત્તા તરૂવર અનુકંપ એ. ૩૨

**થથ્થા** થીરતા રાખો મન, ઘેર બેઠાં જાણી લો વન;
નિરભે થઈને રહો નિઃસંગ, પાપપુન્યનો ન કરે સંગ. ૩૩
આપા પરની મેટી તાણ, વનવસ્તી સબ એકેઈ જાણ;
સહેજ સ્વામી હરે વિઘન, થથ્થા થીરતા રાખો મન. ૩૪

**દદ્દા** દરદી સારો દેશ, જાણે નહીં તે આતમ લેશ,
ક્યાંથી આવ્યો ને ક્યાં જાસ, પંડ પડે ક્યાં કરવો વાસ. ૩૫
તે કારણ ન પ્રીછે કોય, ઊભા રાખે મારગ દોઈ;
તાતે ટલે નહીં ઉદ્દેસ, દદ્દા દરદી સારો દેશ. ૩૬

**ધધ્ધા** ધે ને ધાતા જેહ, જીવ શિવપદ કહીએ તેહ;
મૂલ તંત ન જાણે સોઈ, ભાતે ભૂલ રહ્યા સબ કોઈ. ૩૭
અંતરમાં એકતા નવ થાય, આદ્યે અંતે ચાલ્યું જાય;
ઉભે લોક તે ન આવે છેહ, ધધ્ધા ધે ને ધાતા તેહ. ૩૮

**નન્ના** નિર્ભય નિર્ગુણ એક, વિધિ તણો જ્યાં નહીં વિવેક;
નામ નિરંજન અંજન નાંહી, સાક્ષી વત રહે સબ ઘટમાંહી. ૩૯
ઊંચનીચ તે ઘાટે મુદા, ઘાટ વાણસે જેમનો જેમ સદા;
પંચતત્ત્વ પરવેશ ન રખે, નન્ના નિર્ભય નિર્ગુણ એક. ૪૦

**પપ્પા** પ્રગટ પરસોતમ, બ્રહ્મ અવિનાશી સદા ન્હેઃકર્મ;
જેમ આકાશે આભ્રણ થાય, ઘેઘાતા એમ આવે જાય. ૪૧
દિનકરને તિમિર નહીં લેશ, અવિગતને નહીં કરમ કલેશ;
મનવાણીથી રહિત અગમ, પપ્પા પરગટ પરસોતમ. ૪૨

**ફફ્ફા** ફૂલ્યા તે કરમાય, વપુ ધરે જો વૈકુંઠરાય;
પૃથ્વી તેજ પવન જલ સોઈ, તામે રહે ન ન પાવે કોઈ. ૪૩
પંચતત્ત્વ આકાશ આકારા, ચૌદ લોક જાવે નિરધારા;
તાતે અમર કુણ લખાઈ, ફફ્ફા ફૂલ્યા તે કરમાઈ. ૪૪

**બબ્બા** બુદ્ધિ વેદ વિચારા, અખે અમર પદ બાવન બહારા;
શબ્દ સહ્યાંનક જાંહાં કછુ નાંહી, જે બોલે તે સુરતી માંહી. ૪૫
હદબેહદમે નાવે અંત, તંતુ રહીત આપ અતંત;
ધરતા પણ આપે નિરધાર, બબ્બા બુદ્ધિ વેદ વિચાર. ૪૬

**ભભ્ભા** ભાગ્યો ભરમ જ ભારી, વારવાર **સતગુરુ** બલિહારી;
એસી જુગમાં કરે ન કોઈ, નિર્ભય ભયો નિવાજે મોઈ. ૪૭
આગમનિગમકા પાયા મર્મ, તાતે ગુરુ તે પૂર્ણ બ્રહ્મ;
સારઅસાર દીયો વિસ્તારી ભભ્ભા ભાગ્યો ભરમ જ ભારી. ૪૮

**મમ્મા** મરજીવાનો દેશ, અહંકૃતિ નવ વ્યાપે લેશ;
સદા સમીપ સતંતર વાસ, આઠે પહોર આનંદ ઉલ્લાસ. ૪૯
જુક્ત જથારથ બોલે વાંણુ, જ્યાં જેવી રુચિ પરમાંણુ;
નિરબંધી આપે ઉપદેશ, મમ્મા મરજીવાનો દેશ. ૫૦

**યય્યા** આપુ મેટી આડચ, ખટદર્શનની ભાગી રાઢચ,
બાલદશા સમતે સુખદાઈ, તાકો ગુણ લીયો હે જાઈ. ૫૧
હલમલ રહે હરિજનકે સંગા, શ્રદ્ધા સહિત સંત ઉમંગા;
જોગતણી વ્યાપે નહીં જાડ્ય, યય્યા આપુ મેટી આડચ. ૫૨

**રરા** રંગી રામ સનેહી, ઊંચનીચ ના દેખે દેહી;
ચૈતનતા સધળે પરમાંણુ, હરિ વિના નવ દીસે આંન. ૫૩

પ્રીત સહિત દીસે હરસાલ, પ્રેમવચન અતિ વદન વિશાલ;
ગાવે સીરગુણ જ્ઞાન વદેહી, રરા રંગી રામ સનેહી. ૫૪

**લલ્લા** લાડી હાલર જાણ, પંડ પડે મૂકે નહિ પાણ;
એવી ટેક રખે જન કોઈ, ગુરુભુક્તા નર જાણો સોઈ. ૫૫
પપીલકો ઝાલે આધાર, વિહંગમ જાણે અનુસાર;
સંત શબ્દ સાખી પરમાણ, લલ્લા લાડી હાલર જાણ. ૫૬

**વવ્વા** વેધી સકલ વિલાસ, આદ્યપુરુષસુ કર અભ્યાસ;
વેધાતાનું મૂકી માન, અસિપદનું કરને અવિલાન. ૫૭
જક્ત વ્યક્ત વિલસે વિધિ નાંહી, જાય ન આવે અસિપદ માંહી;
તન જાણો ફોગટ ફુલાસા, વવ્વા વેધી સકલ વિલાસા. ૫૮

**શશ્શા** સપનું સહુ સંસારા. ભરનિદ્રા અજ્ઞાન અપારા;
સંશેવત સિંહ પ્રગટ્યો જાંહી, ભયંકર વ્યાપ્યો મનમાંહી. ૫૯
ધારણ તે દુઃખ ભુગતે ભાઈ, જાગ્યો તે સંકટ મીટ જાઈ;
ત્રણ ભોવન એહી પરકારા, શશ્શા સપનું સહુ સંસારા. ૬૦

**ષષ્ષા** ખરી કરી લે ખેપ, સતગુરુચરણે ચિત્ત આલેપ;
મનુષાજનમ સરીખો જાય, ખટરસમાં ક્યાં ખોટી થાય. ૬૧
દ્વંદ્વ ઉપાધિ લાગી લાહાર, તાતે કોઈ ન પામે પાર;
તે નિરૂમીને રહે નિર્લેપ, ષષ્ષા ખરી કરી લે ખેપ. ૬૨

**સસ્સા** સાધન કરી લે સોઈ, પાંચવીશ વશ કરી લે દોઈ;
એક દશા આરાધે ઈશ, ધરણીધર કર્તા જગદીશ. ૬૩
વિષ્ણુ કોટ અનંત અપારા, સકલ શાસ્ત્રકો એ મત સારા;
અન્ય સકલ સબ અંત વિરોહી, સસ્સા સાધન કરી લે સોઈ. ૬૪

**હહહા** હસ્તાંમલ કર હરિની સાથ, ભિન્નાભિન્ન રહે નહીં ભાત;
એકમેક અંતર મીટ જાઈ, ચિત્તવૃત્તિ ચરણે લઈ થાઈ. ૬૫
સ્વરૂપાનંદ ભયો તબ આપ, કરે ના કેનો દીન વિલાપ;
જેમ તરુવર જુદાં નહીં પાત, હહહા હસ્તામલ કર હરિની સાથ. ૬૬

## સાખી

સંવત અઠાર ઈઠ્યોતરો ધંન, ગામ સારસામાં હરિજંન;
આસો માસ શુક્લ પક્ષમા, સ્વાંત બુંદ વરખા પુનમી. ૬૭
અક્ષર તેત્રીસ કહીયા જેહ, કૃષ્નસ્વામી સદ્‌ગુરુ ઉપદેશ;
અક્ષરે અક્ષરે તત્ત્વજ્ઞાન, ચીને તે નર બ્રહ્મ સમાન. ૬૮
સાહેબ કુવેર નિજ કરુણા કરી, કક્કામાં ગુરુગમ વિસ્તરી. ૬૯

## સંપૂર્ણ

—o—

## મહાપદ–૧.

મહાપદ કેરેરે કારણે, જોગી જંગલવાસા;
શિવ રહે સ્મશાનસે, આઠે પહોર અભ્યાસા. ૧
જનક સનક શુકદેવજી, ધરી ધ્યાનમાં લાવે;
સહસ્ત્ર ઈઠયાસી અનંત કોડી, જાકા જશ ગાવે. ૨
પાર કોઈ પામે નહિ, હરિ અપરંપારા;
શ્રુતિ સ્મૃતિ શું લખે, નેતિ નિગમ પોકારા. ૩
શૂન્યશિખર ઘરમાંહી હે, સાંઈયાંકા વાસા;
સાંખ્ય યોગ શ્રુતિ લખે, તબ હોય પ્રકાશા. ૪
સપ્તદ્વીપ નવ ખંડમે, સૂરતી લય પામી;
ચૈતન બ્રહ્મ અગાધ હે, રહ્યો શમદમ જામી. ૫

વારપાર તાકો કહ્યુ, આવે નહીં અંત;
કહે કુવેર તા પદ લગે, પહોંચે કોઈ સંત. ६

**પદ-૨.**

પઢ પઢકે પંડિત ભયે, ચારૂ વેદ સુજાના;
અંતર જ્ઞાનભક્તિ વિના, વાધે અંગ અભિમાંના. ૧
ગ્રંથ ઘણા ગરબડ કરી, ચિત્ત રાખે દાપુ;
મૂલ તંત જાણ્યા વિના, છૂટે નહીં આપુ. ૨
શ્રુતિ વિવેકી સર્વથા બોલે મનગમતું;
અનભે આપ લહ્યા વિના, ચીત નવ રહે ભમતું. ૩
સાચા પંડિત સો કહીએ, કરમધરમ નસાવે;
બાવનથી રહે બાહેરો, તેને ઉર લાવે. ४
સસ્વરૂપકુ ચીનકે, પુની અશ્વ નસાવે;
કહે કુવેર પંડિત સોહી, પૂરા ઘર પાવે. ૫

**પદ-૩.**

પૂરા ઘરકી વાનગી, સંતો કહી સમજાવું;
તંત અનંત ધરે રામજી, દશ પ્રગટ લખાવું. ૧
મચ્છ કચ્છ વરાહ વામન, નરસિંહ સોહાવે;
રામ કૃષ્ણ પરશુધર, બુદ્ધ ન કલંકી કહાવે. ૨
જુગ જુગમાં હરિ આયકે, ધરે સ્યામ શરીરા;
બ્રહ્માંડ કોટી અનંત કે, પાલે જન સમીરા. ૩
રમણ કરીને રામજી, સર્વ વિશ્વ નસાવે;
વિષ્ણુ અંશ અનુપહી, મહાનિધ સમાવે. ४
પંચતત્ત્વ અરૂપહી, અકરતા કહાવે;
સત કુવેર ઘર તે સહી, ગુરુગમતે પાવે. ૫

### પદ—૪.

સંતો ગુરુગમતે ચાલો, હદબેહદને પરહરી;
અનહદમે મહાલો, સંતો ગુરુગમતે ચાલો. ૧
ખટદર્શનમાં ખટપટે, દ્વૈત વેરી ને વહાલો;
ખટ દ્વાદશની બહાર છે, મારગ સોહી ઝાલો. ૨
ચારૂ અવસ્થા પરહરી, પંચમી હામ ઘાલો;
મેટે કાલ માયાતણો, ભારે ભય ભાલો. ૩
ધ્યેધાતા પદ છાંડીને, અદ્વૈત ઉર લાવો;
કહે કુવેર દુજો નહિ, આપ આપને ધ્યાવો. ૪

### પદ—૫.

ગુરુગમ ખોજો આતમા, આપે ઓલખાઈ;
પિંડ પડે જીવ જાતહી, જીવ તાંહી મેલાઈ. ૧
કર્મ ધર્મ દો પક્ષ તે, ન્યારા હોઈ ખેલે;
જાગ્યા જુગમાં સો કહીએ, પહોંચ્યા ઘર છેલ્લે. ૨
આપા પર તે આલશી, દઢતા ઘેર લાવે;
સાક્ષીવત આતમ લખે, ગર્ભવાસમે ન આવે. ૩
બ્રહ્મરૂપ વૃત્તિ સદા, ભાસે સમતોલા;
અવિગતકી ગત જાનકે, રહે અચલ અડોલા. ૪
જેસે કુંભ જલ ભર્યા, જલમાંહી ડુબાયા;
સત કુવેર ફૂટયા જબી, જલ જલમાં સમાયા. ૫

### પદ—૬

જલકા કુંભ ઝળહળ ભર્યા, સબ સાયર સમાના;
અંતર આવરણ મીટ ગયા, પ્રગટયા બ્રહ્મજ્ઞાના. ૧

પંચ પીયારી પરહરી, પ્રકૃતિને મારી;
કો કાલે નવ ઊતરે, ચઢી બ્રહ્મખુમારી. ૨
આઠે પહોર અલમસ્તહી, જુગમે મતબાલા;
ગુરુગમ કૂંચી ખોજકે, ખોલ્યા સબ તાલા. ૩
સબળે પેખ્યો આતમા, વ્યાપે નહીં માયા;
શૂન્ય શિખર ઘર ઉપર, તાકા મહ છાયા. ૪
અહંબ્રહ્મ આપે ભયા, અદ્વૈતપદ પાયા
કહે કુવેર દ્વૈત જ્યાં નહીં, સાંઈ આપ કહાયા. ૫

## પદ—૭

કરમ રહિત પરમાતમા, ઘાટે ગુણ ભરીયો;
નિર્ગુણ ન્યારો સર્વથી, અગણિત બ્રહ્મદરિયો. ૧
સો દરિયાકે નીરકી, ઊઠે લહેર અપારા;
સંત અનંત તોરંગહે, બુદંગ સંસારા. ૨
ક્ષિતિ પાવક જલ પવનહી, અન્ય તત્ત્વ આકાશા;
તા મધ્યે આવી પડયો, આત્માકો ભાસા. ૩
અંત કાલકુ જાયગો, પંચતત્ત્વ વિલાઈ;
સત કુવેર આત્મા રહે, અદષ્ટ અનાદિ. ૪

## પદ—૮

ઝલમલ ઝલકે જાંહાંલગી, સંગે તૂપ ને બાતી;
ઉભયે તંતકે અંતમે, જ્યોતિ હોત અજાતી. ૧
જાય ન આવે તાંહાં શમે, એસી ગત જાનો.
આગે કહી સમજાવહુ, દષ્ટાંતને માનો. ૨

આતી પાંચ તત્ત્વ હી, માયા ગ્રથ કહાવે;
તા મધ્યે જ્યોતિ આતમા, ખોજંતા પાવે. ૩
સંજમ પાંચુ તત્ત્વકો, તેજ તાંહાં લગી દરસે;
ખટ ચક્કરને વેધીને, કોઈ જવરલા પરસે. ૪
છતે પંડ સુખ તેહનું, જાણે સંત સોહાગી;
પ્રેમ ગલીમે પરમાતમા, ધૂન્ય અનહદ લાગી. ૫
દેહી દેવલ અંતકાલકુ, વેગે જાય વિલાઈ;
કહેં કુવેર આત્મગતિ, જેસે દીપક બુઝાઈ. ૬

પદ—૯

અવિગત પંખી આકાશકા, ધરણી પાવ ધરીયા;
નવખંડે પાંખ પાથરી, સાત સાયર દરિયા. ૧
સો પંખી પર આયકે, બેઠી એક મંખી;
મંખીકા પરિવારમાં, ઢાંકયા સબ પંખી. ૨
સાત સાયરના બેટમે, પંખીકા હે ચારા;
ચૂગકર પંખી ઊડી ગયા, બેઠા તરુવર ડાલા. ૩
સો તરુવર વિસ્તારહી, નહીં મૂલ ને ડાલા;
ચૌદલોક ફેરી રહ્યા, નહીં વૃદ્ધ ને બાલા. ૪
સો તરુવરકે ચોકમાં, પંખીકા હે માલા;
ધૂપ છાંયા વ્યાપે નહીં, નહીં વ્રજત કાલા. ૫
અગમ અગોચર અરથ હે, જાણે સંત સોહાગી;
સંદ કુવેર ગુરુગમ થકી, જો જુવે કોઈ જાગી. ૬

**સંપૂર્ણ.**

—૦—

## કેરા પદ–૧.

સાચીરે કહું તો કોઇ નવ માને, જૂઠે જગ પ્રતી આયા હો. ૧
ક્રિયારે કર્મ કરી કરી ભૂલ્યા, સંશય કબહુ ન જાયા હો. ૨
કર્તાકી ગત કોઈ નવ પાવત, સાધત આપની કાયા હો. ૩
છૂટચા રે પંડ ભંડ જબ ભાગ્યા, તો જીવડા કુન ઘેર જાયા હો. ૪
વા ઘરકી કોઈ ખબર ન જાનત, સબ જુગ યું ભરમાયા હો. ૫
જીવકી રે બુદ્ધિએ શિવ નવ પાવે, દીપક દરસે નહીં ભાના હો. ૬
આત્મા અર્કઉજેશકી આગે, રેણી કુસુમ સબ જ્ઞાના હો. ૭
વાપીરે કૂપ સીલરકા જંતુ, સાયર મર્મ ના જાણ્યા હો. ૮
કહે કુવેર દરસ ભયે દરિયા, લહેરી સકલ પર માન્યા હો. ૯

### પદ.–૨.

જ્ઞાનકી ગુંજ અબૂઝ ન બૂજત, જીવદશા લેઈ ડોલે હો. ૧
વિચરણ વ્રેહેણી રહેણી નર જેસે, જ્ઞાન કપાટ ન ખોલે હો. ૨
ત્યાગ વૈરાગ ઓરેનકુ દેખાવે, અંતર માયાકા ધ્યાના હો. ૩
હંસા રે હોડ કરી મુખ બોલે, કરણી કાગ સમાના હો. ૪
કરત કથા નિત્ય પાઠ શિવકો, તૃષ્ણા ગાંઠ ન છૂટે હો. ૫
કહે કુવેર સત શબ્દ સમજ વિના, પકરપકર જમ લૂટે હો. ૬

### પદ–૩.

સંત સંગત શુદ્ધ લક્ષભજન વિના, જીવદશા નવ જાવે હો. ૧
વિના પારસ લોહોવા હોત ન કંચન, મુદ્રા અન્ય મેલાવે હો. ૨
ચંદન વિના વન બાસ લગત નાંહી, કદલી કોટ લગાવે હો. ૩
તૃષાવંત નીર વિના જેસે, શાંતિ કબહુ ના થાવે હો. ૪
ત્રિગુણ તાપ તપત અતિ તનમે, ગુરુ વિના કુણ બુઝાવે હો. ૫
કહે કુવેર સતગુરુ પ્રતાપે, શુદ્ધ કહી સમજાવે હો. ૬

### પદ–૪.

આદ્યપુરુષ અગમ ઘર કેરી, મોહી બતાવો નિશાની હો. ૧
તત્ત્વ વિવેક શેષ સમજાવો, તબ જાનું સાચા જ્ઞાની હો. ૨
વેદકતેબમે જુગ પ્રતી આયા, સોઈ સકલવિધિ જાની હો. ૩
કર્મધર્મ કથારે જીવનકી, સાચી કરી મન માની હો. ૪
જુગ ચતુરતે વસ્ત અગોચર, સો કીનહી નવ કાંની હો. ૫
શાખી શાખાઈ સબ કોઈ ગાવે, નિગમકી ગમ આંની હો. ૬
કહેં કુવેર અગમકી બતાવે, સો સતગુરુ પરમાની હો. ૭

### પદ–૫.

તાકે સંગ રંગ અંગ લાગે, પ્રગટે જ્ઞાન દીવાના હો. ૧
સુણી શબ્દ સતગુરુ સાહેબકા, મેરા મન અલસાયા હો. ૨
સંસાર છાર છાંડી દુઃખદરિયા, સત શબ્દ લહે લાયા હો. ૩
જ્ઞાનખડગ શત્રુ સબ છેદ્યા, અહંપદ આપ ધવાયા હો. ૪
અગમ અગોચર ગાવત ઘરકુ, સો મઠ ઘટમાંહી પાયા હો. ૫
અજ કૈલાસ વૈકુંઠપદ કલ્પિત, સો સુખ ચિત્તમે ના આયા હો. ૬
કહેં કુવેર સતગુરુ પ્રતાપે, બ્રહ્મ અવિનાશી પદ પાયા હો. ૭

## કેરા પદ સંપૂર્ણ

---

### ચરકીડાપદ–૧ (રાગ–સારંગની દેશી)

સુણ સાહેલી સરકીડો તેરો રે રૂણઝુણ બોલે;
કાંત થીર થઈ શું કરવાને કાજે ઘેર ઘેર ડોલે. ટેક. ૧
મેરુદંડ મોભ થીર થાંભલીયો, નાભિકમલ ચક્ર દશ દામણીયો;
વિના વસ્તુ વીંજણ બ્રહ્માએ ઘડીયો. સુણ સાહેલી૦ ૨
શ્વાસા ચૈતન કેરી મધ્યે માલ ફરે, નાસા તોરણીયા બીચ નૃત કરેઃ

જેનાં કણ ચમરખાં શબ્દ ગ્રહે. સુણ સાહેલી૦ ૩
તંતુ ત્રિવેણીમાંહી ત્રાક ફરે, પુણી પ્રેમતણી લેઈ પરસ કરે;
ટાળી દ્વૈતતણો એકતાર કરે. સુણ સાહેલી૦ ૪
મન કર લે કટી કરમે કરને, તૂટે તાર નહીં સુરતા ધરને;
ગુરુ જ્ઞાન ઉજાણુ સુતર ફરને. સુણ સાહેલી૦ ૫
તમે સાંભળજો નર ને નારી, એ ચરખાતણી સમજણ સારી;
કહે કુવેર જાણે કોઈ કંથવાદી. સુણ સાહેલી૦ ૬

**પદ—૨** (ઢાલ ફેર.)

પચરંગી ચરખાવે જન કાંતે કાંતનહારા૦—ટેક.
મેરુદંડ મધ્યમોભ બેરાજે, થીર થાંભલીઓ સારા;
દસ્તચરણ કેરી આંગલીઓ, પાંખડીઓ પરમાંણાવે.—પચરંગી૦ ૧
ચૈતન ચંત ફરે મધ્ય માલા, નાસા તોરણીયા નીસારા;
તંતુ ત્રાક ફરે ત્રિવેણી, નીકસે સૂતરધારાવે.—પચરંગી૦ ૨
કરણ ચમરખાં ગ્રહે ધુરારા, ઉન્મની મતા વિચારા;
પૂણી પાણ મીટી પદ પરસે, સુરતનૂરત એકતારાવે.—પચરંગી૦ ૩
મેરા ચંત લગ્યા ચરખાસે, કાંતું સાંજસવેરા;
કહે કુવેર એ મર્મ ચરખાકા, જાને જાનનહારાવે.—પચરંગી૦ ૪

**પદ—૩** (ઢાલ ફેર).

સતગુરુ મલતાં જીવદશા સંશેની ગ્રંથી છૂટે;
હોય આત્મઉદ્યોત, છોટપણાનું સાધન સર્વે ખૂટે.—ટેક. ૧
કર્મ શુભ અશુભ નહીં કરતા, લાગી લક્ષ અલક્ષમે અરૂઢમતા;
ગુણાતીત અતીત વત ગગનગતા.— સતગુરુ. ૨
કોઈ પ્રારબ્ધીને જેમ પારસ મલે, તેની વણજવેદના સર્વ ટલે;
તેમ તત્વ દરસથી કૃત બળે.— સતગુરુ. ૩

હોય વર્ષાકાલ નભ ગગનઘટા, ઋતુ શીતકાલ સર્વ જાય ફટા;
મૂળ કારણ પ્રીછાયે નહીં રટણરટા.— સતગુરુ. ૪
જુઓ નિજતપથી તપે પ્રગટ રવિ, મહા અગ્ર અરૂપ દિન રૂપ હવી;
કહે કુવેર કૈવલ એમ અનુભવી.— સતગુરુ. ૫

## સંપૂર્ણ

---

## મેવાડા પદ

મહાપદ કરુંરે વર્ણન શું કરુંરે, જ્યાં નવ પહોંચે મન ને વળી વાણ;
શાને સમજાવ્યારે જનકે શુકદેવનેરે, પુણ્યરૂપી જનમ નહીં નિર્વાણ.–મહા. ૧
શિવે સમજાવ્યાંરે ઉમિયા એકાંતસુરે, કહ્યું પદ નિરાલંબ નિરધાર;
સમજી સમાયાંરે સત્વ સ્વરૂપમાંરે, દ્વૈત ટળ્યું ઉમિયાતણું અનુસાર.–મહા. ૨
અખો અખેપદનેરે અહોનિશ ઇચ્છતારે, ઉર વિષે વ્રેહે વૈરાગ ચકચૂર;
કાશીપુરીમાં પૂરણ પોતે થયારે, મલતાં ગુરુ બ્રહ્માનંદ ભરપૂર.–મહા. ૩
તે પદ જાણેરે સંશે સૌ ટળેરે, મીટી જાય આપા પરનીરે તાણ;
સબ ઘટ ભાસેરે પૂરણ પરમાતમારે, કીટ બ્રહ્મા આદ્યે એક પરણામ.–મહા ૪
સુતા સિંધુનીરે સમુદ્રમાં ભળીરે; લેવાને અર્ણવ કેરો અંત;
પણ નવ આવીરે તે પાછી ફરીરે, ઉન્મની સહિત ગલી ગયું તંન.–મહા. ૫
ભંડ ભોમીનાંરે જેમ પવને ભર્યારે, અણઇચ્છા સહેજે થાય સલોક;
કુવેર કમીરોરે ભંડ અદકુ ગણેરે, બોલે એતો ચેતન વાયુ જોગ. મહા. ૬

## ખ્યાલનાં પદ—૧

સંતો ભાઈ સમજણકા ઘર દૂર, સમજણકા ઘર દૂર.—ટેક.
ચાર વેદ ને લોક ચતુર્દશ, કર્મ કરત મનસૂર;
જોગી જંગમ સંન્યાસી સેવડા, દેહી દમત ચકચૂર.—સંતો૦ ૧
પોથી પઢ પઢ પંડિત ભૂલે, કાજી ભૂલે કુરાન;

દ્વાદશ પંથ ને પાખંડ છન્નુ, ખટ ખટપટ મરે ધુર.—સંતો૦ ૨
ચૌદ વિદ્યા ગુણ ચતુર શિરોમણિ, સોદા કરત મહેબૂર;
લાભ કમાવે લખેશરી કહાવે, છપ્પન ઉપર તૂર.—સંતો૦ ૩
જોગ અષ્ટાંગ વિધિ સાધન સાધત, નાડી ચંદાસુર;
ગગનમંડલકી સુણી ગર્જના, ખટચક્ર વેધી પૂર.—સંતો૦ ૪
અષ્ટ પ્રકાર સિધિ પ્રગટ જાકુ, નવે નિધિ હાલ હજૂર;
જીવત સમાધ લેવે સબ દેખત, નીકસે સો જોજન પૂર.—સંતો૦ ૫
ચલત હલાવે અચલ ચરાવે, પંથ ચલે નદીપૂર;
ગગનમંડલમે જેસે વિહંગમ, જાઈ લગે ચંદાસુર.—સંતો૦ ૬
પુરાણ અષ્ટાદશ વ્યાસે વિગત કરી, વિવેક વ્યાકરણ અતિ ગૂઢ;
શિવકા જીવ બાંધ્યા કરી કરમે, જકત દેવાયો સબ ભૂર.—સંતો૦ ૭
જનક પિતા સબ જુગકે રાજા, વસ્તુ વિચારી મન પૂર;
સહસ્ર છઠ્યાસી ઉપદેશકુ રોકે, સમજ વિના બધું ધૂર.—સંતો૦ ૮
પરદુઃખભંજન રાજા છત્રપતિ, જાકે પિતા પતિ સુર;
અંતકાલ વાયસ વીંધી પાયે, અધિક રાખન તન તુર.—સંતો૦ ૯
કથણી કર કર સબ જુગ ખાયે, રહેણી વિના મૂવે ઝૂર;
અકલ અભેવ આતમ અણુલિંગી, ચીની શકયા નહીં કોઈ ઉર.—સંતો૦ ૧૦
સહેજ સમાજ પ્રગટી ઘટભીતર, સતગુરુ મીલે ભરપૂર;
કહે કુવેર દોજખ નહીં ભસ્ત, સમજ રહો ચકચૂર.—સંતો૦ ૧૧

---

## ગરબી. પદ—૧

છે દુઃખ મોટુંરે સુર્વને માથે મરવું, અનેક ઉપાયેરે પ્રાણી નહીં ઊગરવું. ૧
દેવ ને દાનવરે માનવ માયા માણી, મરણ ન મૂકેરે કુણ રાજા કુણ રાણી. ૨
સ્થાવર જંગમરે જંતુ તંતુ જેને, સુરપતિ અજ લગીરે કાલ ન મૂકે કેને. ૩

શે નથી લહેતો રે પ્રાણી મંદ અભાગી, શું નિદ્રામાંરે ઘોરે છે જો જાગી. ૪
જમ ઝપેટારે સર્વની ઉપર સરખા, ઘડી નવ ભૂલેરે પલકપલક લે પરખા. ૫
તે ડર જાણીરે પ્રાણી ચાલો હુકમે, ન શકે મારીરે સદ્ગુરુકેરા પખમાં. ૬
છે ઠેકાણુંરે એ ઊગરવા કેરું, સૌ સુખશાતારે દુઃખ ન આવે નેરું. ૭
સકલ શિરોમણિરે સંતતણી છે સેવા, અજ રજઇચ્છેરે જેના ચરણની લેવા. ૮
દેવને દુર્લભરે તે સુલભ સંતોને, નાથ અરૂપીરે રૂપ ધરીને જ્ઞાને. ૯
શિવ શનકાદિકરે નારદ શારદ ગાવે,જેનોમહિમારેઅગમ અગોચર કહાવે. ૧૦
વેદ પોકારેરે નેતિ નહીં ગમ હમને, તે પદ કહું છું રે પ્રગટ કરીને તમને. ૧૧
સકલ તત્ત્વનુંરે તારણ એ લો જાણી, સાહેબ કુવેરનીરેસતપરમાણે વાણી. ૧૨

## પદ—૨.

કાંમન કલપોરે જલપો જીવ ચોરાસી, શીદ પડો છોરે ફોગટ માયા ફાંસી. ૧
હરિ ચિંતામણીરે મેલી કાચકાં ધાયો, કરમાં દીપકરે કૂપ પડો ક્યાં ભાયો. ૨
આ સબ એવુંરે જેવો ઝાકલ વરખ્યા, તેને જોઈનેરે શું મૂરખ મન હરખ્યા. ૩
જૂઠા સુખનેરે પાપકરો ક્યાંહાંલાહારી,નથી કાંઈ છાનુંરે પ્રગટ કહું પોકારી. ૪
સહેજ સુપનમેરે માલ મલ્યો એ કાચું, ધાઇને લેતાંરે દાંત પડયા તે સાચું. ૫
છાનું છપતુંરે કર્મ અઘટતું પ્રાણી, નથી કાંઈ તેનીરે હરિને વાત અજાણી. ૬
જેજે કરશોરે નરનારી જુગના તે, તે સબ લખશેરે કરમ ધરમને ખાતે. ૭
માટે કહું છું રે જોઈ વિચારી ચાલો, પરપંચ મૂકીરે સીધો મારગ ઝાલો. ૮
એ શિખામણરે જો નહીં માનો મારી, ખત્તા ખાશોરે અંતે સૌ નરનારી. ૯
કાગલ જોશેરે તારે આંખ ઊઘડશે, જોર નહીં ચાલેરે જમ જંજીરા જડશે. ૧૦
જોઇને રહેશે રે માતપિતા સુતદારા, ખોટા થાશેરે હવાલ પ્રાણી તારા. ૧૧
છે દુઃખ એવુંરે આગલ સહુને ભાઈ, જો સુખ ઇચ્છોરે પ્રીછો ગુરુને જાઈ. ૧૨
પર ઉપકારીરે સંત દયાનિધિ જેહ, સાચી કહેશેરે નહીં રાખે સંદેહ. ૧૩
માન મૂકીનેરે સર્વે તારા મનનું, કાચું જાણીરે તનની આધે ધનનું. ૧૪

સતગુરુ સેવોરે આણી અંગ ઉલ્લાસા, મમતા મૂકીરે થઈદાસનકોદાસા. ૧૫
હરિપદ મલશેરે ટલશે ફેરા ફરવું, નહીં પડે તારેરે મરવું ને અવતરવું. ૧૬
થઈરહેસુખિયોરેસતગુરુઉરમાંધારી,સાહેબકુવેરકહે રેજમજાશેજખ મારી. ૧૮

## એક કૌતક.

જુવો કૌતક કરમની કહેણી, વ્યાસે વિગત કરી બહુ ઝેણી. ૧
કર્યા પુરાણ અષ્ટાદશ નિધ, પાસે પ્રોઢવા જકત પ્રસિદ્ધ. ૨
ખટશાસ્ત્ર ખેરના ખીલા, જાલ બાંધવા જકત વસીલા. ૩
થયા પારધી આહીર પંડિત, લેઈ હરવા ફરે જક્ત ચીત. ૪
બાંધ્યું જક્ત સકલ લેઈ જાલે, છૂટી નવ શકે કોઈ કાલે. ૫
વારેવારે વેદાંતનાં વેણ, ખોજી જીવ કર્યા પરવેણ. ૬
વાળ્યું વિશ્વ વેદાંતની વાતે, સંતનું કહ્યું માને નહીં તાતે. ૭
દીઠે મારગ સૌ કોઈ ચાલે; અણદીઠે હામ ન ઘાલે. ૮
આદ્યે અંતે એમનું એમ, ચાલ્યું આવે છે તેમનું તેમ. ૯
કોઈ વારી ભાળ્યું નહીં વાંસે, પડે કાલ માયાની ફાંસ. ૧૦
ઊપજે ને ખપે બહુવાર, તાતે વૃદ્ધિ પામે સંસાર. ૧૧
માટે મરવું અવતરવું તેનું, સંત ચરણશરણ નહીં મન જેનું. ૧૨
સંત પ્રગટ પ્રેમ દયાલ, સૌ જીવતણા પ્રતિપાલ. ૧૩
જેને અંતર જ્ઞાનની આંખ, કાટી કોટ કરમની ફાંસ. ૧૪
પોખે આત્મજ્ઞાન અપાર, પરમારથ કારણ સાર. ૧૫
સૌ આપ બરાબર દેખે, પડનાલીકા આત્મ લેખે. ૧૬
કરે ઉત્તમ કરમ અપાર, સંત કરુણા વિના નહીં નિસ્તાર. ૧૭
સંતકરુણાની સાખ્ય બતાવું, સંશે રહિત સૌને સુણાવું. ૧૮
સંત નારદ વ્યાસને મલીયા, દાઝ ભાગીને સંશે ટલીયા. ૧૯
અષ્ટાવક્રે જનક સમજાવ્યા, ઋષિ સહસ્ર ઈઠયાસી છોડાવ્યા. ૨૦

શુકદેવ પરીક્ષિત સીધું, દિન સાતમે કલ્યાણ કીધું. ૨૧
સંત શાહેર રામાનંદા, જુગ ચારકે કાટયા ફંદા. ૨૨
તાકે સેવક દાસ કબીરા, ધન્ય સંત શિરોમણિ ધીરા. ૨૩
કર્યો વાણી તણો વિસ્તાર, જીવ અગણિત કોટી ઓધાર. ૨૪
બ્રહ્માનંદ અખાજીને ભેટયા, જીવ શિવના સંશે મેટયા. ૨૫
પોખ્યું અદ્વૈતજ્ઞાન અપાર, સુણતામાં હવો નિસ્તાર. ૨૬
એવી સાખ્ય અનંત અપાર, કહેતાં રસનાયે પામું નહિ પાર. ૨૭
કોટી પર્વતની પાર વહેતાં, સંતમહિમા શકું નહિ કહેતાં. ૨૮
બિંદુ ધૂમર સાયર જેતી, ભોમ તરણ રેણુકા તેતી. ૨૯
તેનો ગણતાં ના આવે અંત, મહિમા બરણી શકું નહીં સંત. ૩૦
સંત સકલ શિરોમણિ સાર, સાહેબ કુવેર હરિ અવતાર. ૩૧

સંપૂર્ણ.

## ધૂન.

કરમભરમ જાકુ નહીં ભેદત, અક્ષર આવન નહીં લખે;
ગુણાતીત અતીત અમાપક, સાક્ષીવંત સતંત પખે;
જપો હો જન હંસા કેવલ, જાપજહી પદ અજર અખે. જપો હો૦ ટેક. ૧
જાથે હોત સકલ સબ ઉત્પન્ન, જીનુ ચૈતન અંકુર વિષે;
સો અંકુરધર અવિગત પતિ, ભુગતત ભોગ અનંત મુખે. જપો હો૦ ૨
જેસે શૂન્ય સરલ ઘટ મઠ પટ, વટ નહીં વ્યાપ્ય ઉપાધ્ય ખખે;
તેસેહી કેવલઅંશ અરોકીત, વ્યાપક વિશ્વ વિષે ના ધખે. જપો હો૦ ૩
સૂક્ષ્મ સ્થૂલ કારણ મહાકારણ, પરમકારણ પદ પરમ લખે;
તા પર કૈવલધામ સનાતન, કોઈક વિરલા જાન શકે.—જપો હો૦ ૪
અજહદ જહદાજહદ લચ્છન લખ, પખ નહીં તાંહાં કયાં સુરત રખે;
સો તો સર્વ વર્જિત તીત ઉતઈતિ, ચૈતન દૃષ્ટ જીનું જે ઓલખે.—જપો હો૦ ૫

અકલ સ્વરૂપ અખંડિત અનુસ્યૂત, પરસ પરે ગુરુ લક્ષ પખે;
અદ્વૈત આપ અમાપ માપ હોઈ, ભાસહી વિશ્વવિલાસ વિખે.–જપો હો૦ ૬
આદ્ય અંત મધ્ય પુરુષ પુરંજન, અંજન રહિત ના ભવિત ભખે;
અદ્‌ભુત વસ્ત સદોદિત સદ પદ, તા અનુભવરસ સંત ચખે.–જપો હો૦ ૭
વારપાર બિનુ સહિત સમલપદ, વિમલ વિલોકન રોક દખે;
શુદ્ધસમરસ રસ હસદસુ દશા સજા, કુવેર સોયે તાણી સોડ સખે.-જપો હો૦ ૮

**સંપૂર્ણ.**

## જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનું નિરૂપણ.

પ્રથમ ગ્રંથ પ્રારંભવું, જે કૈવલપતિ ઇશ;
જ્ઞાન ભક્તિ વૈરાગ પદ, ભાખહુ સમલ સરેશ. ૧
જેસેહી પત્ર ઉદિત વૃક્ષ, જુગલ ભક્તિ વૈરાગ;
મધ્ય ડીરા અંકુરવિત્ત, સો નિજ જ્ઞાનવિભાગ. ૨
સંજમ ત્રિયે એકતા રસ, બઢત વૃક્ષ અદ્દભુત;
સહિત ભક્તિ વૈરાગ તીમુ, જ્ઞાન સરલ અનુસ્યૂત. ૩
વૃક્ષ પત્ર વસ્તરવત, તજે સજે અનુરાગ;
ત્યોં નિજજ્ઞાન પુરુપસત, ભૂષણ ભક્તિ વૈરાગ. ૪
પહેલ ઉદિત ત્રિયેમહી જોહી, સો નિજ કહહુ અનાદ્ય;
સુનહો સત મમ શુદ્ધ ચીતે, ધરી મનમોદ ઉલાદ. ૫
પુરવ આદ્ય બીજગથકી, ઉદિત ભઇત અંકુર;
પુષ્ટિ કરન પીછુ તે લીયે, જુગલ સો પત્ર સકુર. ૬
તેસેહી જ્ઞાન અગમથકી, અશુભ તજે શુભ રાગ;
રાગ અંગ ભક્તિપદ, ત્યાગ સોહી વૈરાગ. ૭
જયોં બીજગ અંકુરસે, પ્રગટે પત્ર પરાગ;
ત્યોં નિજ જ્ઞાન સમજથકી, ઉપજે ભક્તિવૈરાગ. ૮
તેહુતે જ્ઞાન સો આગહુ, ત્યાગ ભક્તિ સોહુ પીછ;
સર્વજ્ઞ સોહી સમજહી, જીનું અનુભવગત પ્રીછ. ૯
ત્રિયે લક્ષ શુભ દક્ષકે, જીને જેહુકે અધિકાર;
ઉત્તમ મધ્યમ કનિષ્ટકે, એ તીનુકે ત્રિયે સાર. ૧૦

ઉત્તમકુ લક્ષ જ્ઞાનકે, મધ્યમકુ સર્વ ત્યાગ;
કનિષ્ટકુ ક્રિયા ભક્તિહે, નામ રૂપ ગુન આજ. ૧૧
વૃક્ષપત્ર દૃઢ ગાંઠ જ્યૌં, ડીરગત્ય ગગન નીહાલ;
ત્યૌં નિજ ભક્તિવૈરાગ પર, જ્ઞાન સો ઊરધ વિશાલ. ૧૨
આરધ મતિગત ભક્તિકી, સહિત વૈરાગ સમેત;
દીરધ ગતિ દિવ્ય જ્ઞાનહે, ચીનહી સો બ્રહ્મવેત. ૧૩
જ્ઞાન ભક્તિ વૈરાગકે, અંગ એક ત્રિયે નામ;
જ્ઞાન શિર ભક્તિ ભુજ, ત્યાગ દાહન ઓરૂ વામ. ૧૪
બરનહુ પૂજ્ય પ્રતાપ પુની, ત્રિયે લક્ષકે દક્ષ સાર;
જ્ઞાન ભક્તિ વૈરાગકે, વિવિધ વિમલ વિસ્તાર. ૧૫
મુખક લક્ષ કહું ભક્તિકે, સુનહો સંત ધરી કાન;
બીચ બરનન કરું ત્યાગકે, પીછે કહેહુ શુદ્ધ જ્ઞાન. ૧૬
ભક્તિ અનીન શુભ સલિલ મલિન ભવ,રજક ભયે ગુરુદેવ;
સાબુ વૈરાગ શલ્યા સત, પટક લીયે પટ એવ. ૧૭

## ભુજંગી છંદ.

બિનુ નિજ ભક્તિ સમુક્તિ ન પાયં, ત્રિવિધં તાપં બૂઝં ન કદાયં. ૧
બિનુ તપ્ત બૂઝં ચિત્તં શાંતિ નાયં, બિનુ ચિત્ત શાંતં નચિંતં ન રહાયં. ૨
બિનુ ચિત્ત નચિંતં મલિન મન મનાયં, જ્યૌં લ્યૌં મન મલિનં નૈનં મોક્ષદાયં. ૩
બિનુ મોક્ષદાયં અકામં સકાયં, મનછા જન્મં વૃથાયં વહાયં. ૪
ફાંસુ માતતાતં સંતાપં સહાયં, ભારતં મારતં ગમારં ધરાયં. ૫
ધિકંગં ધિકંગં દેહત્વં ધરાયં, સચ્ચિદા સો નંદં રુદનં ન સરાયં. ૬

## શાખી.

એતેહી કાજ અકાજહી, હોત ભક્તિ બિનુ સોય;
તેહુતે સમજ સકલ ગ્રહો, ભક્તિ અનીન સર્વ કોય. ૧

સુનહો સંત શ્રુતિ સાખ્યહી, વિશ્વ વદિત જશ જેહ;
અનંત કોટ ભવ તરી ગયે, અનીન ભકિત કરી નેહ. ૨

## સોરઠા.

ધ્રુવ અમ્રીખ પ્રહલાદ, નારદ ભરથ વિભીક્ષણ જે;
રૂકમાંગદ અંગદ, અનીન ભકિત હનુમંત ભજે. ૧
વાલ્મીક મુનિ વ્યાસ, જાસ ઉગ્ર બુદ્ધિ નિગમ વદે;
શંભુ ધરનધર શેષ, અનીન ભકિત દઢ ચતુર હદે. ૨
તુલસીદાસ જે દેવ, ભેવ સુર અતિ ઉચરે;
અનીન ભકિત અહમેવ, ભેવ સિર સકલ ધરે. ૩
રામાનંદ નેમાનંદ, વિષ્ણુસાંમ માધવાચાર સખે;
પ્રગટ કલિમાંય વંદ, અનીન ભકિત જશ સકલ વિખે. ૪

## દોહા.

એહી સબ સંત શિરોમણિ, સરલ રતા રસ રીત;
તન મન ધન હરિશરનપે, ભકિત અનીન પ્રતીત. ૧
ઓર સંત અગણિત ઘણે, પ્રતીત પ્રેમ અનુરાગ;
અનીન ભકિત ઉર સબનકે, મનુ જશ ગવન ઉમાગ. ૨

## રાગ રવેણી.

ભકિત અનીન દીન લીન મનસબકે,ઉદિત પ્રકાશ ભાસ જ્યૌં લ્યૌં તેજરબકે. ૧
સ્થાવર જંગમ જલથલ જેતા, અચર ચરાચર જીવ જગ તેતા. ૨
તીનું સર્વ પ્રેમ પ્રીત અનુરાગા, જીન જેહુસે એકતા પદ પાગા. ૩
સોહી એકતાહીચાહીચીતનીતસર્વનાં,વંછિતઅન્ન જલભખત લ્યૌં પવનાં. ૪
એહી પરકાર સાર સર્વ ચીન્યા, વિવિધી ભાત્ય ભિન્નભિન્ન રંગભીના. ૫
યૌં સર્વ જીવ એકએકપે આધીનસે, સોહુ નિજ પ્રેમભકિત તેહુ તીનસે. ૬
તબ તેહુસે સર્વ રુચિત સવાદુ, અદ્વૈતદ્વૈત જબ ભયેહે અનાદુ. ૭

પ્રસિદ્ધ સકલ સુખ જુગલ સમેતા, અદ્વૈતપદ કહો કુણ કીનુ હેતા. ૮
ગર્ભ માત સંજુક્ત પયે નાંહી, પ્રસવ દ્વૈત બાલક દુધ પાંહી. ૯
ત્યોં નિજજન બિંદુ દ્વૈત સનેહુ, ગુરુ સચ્ચિદાનંદ હારદન દેહુ. ૧૦
જ્યોં નિધ છીપ સ્વાતી રત નેહા, પ્રતીત પ્રેમ પ્રગટ થાત મેહા. ૧૧
પ્રેમ અનંગ સકલ ઘટ સોઈ. જુગલ રમણ બિનુ પ્રગટ ન હોઈ. ૧૨
કાષ્ટપાષાણ મધ્ય અગ્નિ નિવાસુ, દ્વૈત ઘસન બિનુ નહીંનાં પ્રકાશુ. ૧૩
તેમ નિજચૈતન સકલ સહાઈ, બિનુ સતગુરુસંગ દરસ ન પાઈ. ૧૪
તપ્ત તેજ હેજ અનુસ્યૂત તોઈ, દ્વૈત અભ્રબિનુ વર્ષા ન હોઇ. ૧૫
કૈવલપદ તીમ તેજ નિજ સોહુ, કરુણા નીર બિનુ ભક્તિ ન હોહુ. ૧૬
લોક ચતુર્દશ જશ બસ રંગી, દ્વૈત આધીન પદ પ્રેમ ઉમંગી. ૧૭
જુગલ જુગલ બિનુ સકલ અપંગા, સૂક્ષ્મ સ્થૂલ તન કીટપતંગા. ૧૮
જડ બિનુ ચૈતન કરત નાં જ્ઞાના, બિનુ ચૈતન જડ શૂન્ય સમાના. ૧૯
દ્વૈત બિના નહીં હાસ્યવિલાસા, જુગલ મીલે પદ પૂજ્ય પ્રકાશા. ૨૦
પ્રકૃતિ પુરુષતન મૂલ અનાદિ, અદ્વૈત ઈતિ ભયે સકલ સવાદી. ૨૧
સોહી નિજસ્વાદ ભક્તિરસ ભેદા, કહત પોકાર ચાર સત વેદા. ૨૨
નિગમનિરૂપ સરૂપ સરાયે, તાઇ વિમલ જશ સબ જન ગાયે. ૨૩
ગાવત જશ જીનુ મોક્ષહી પાવા, તાતે સકલ સર્વ કરતહી ચહાવા. ૨૪
વ્યાકરણ ભાસ આભાસ અનંતુ, કથત બાની સર્વ છાંનહી તંતુ. ૨૫
શાસ્ત્ર ખટ ઘટમઠપટ સાધે, વિધિનિષેધ ભેદ ભાવ બોધે. ૨૬
સર્વ મીલી સાર સિદ્ધાંત નીકારે, ભક્તિ અનીન પદ પ્રગટ પોકારે. ૨૭
પુરાણ અષ્ટાદશ જશ જેહી ભેદા, વદિત સત ભક્તિ ઓર નખેદા. ૨૮
વિપ્ર સકલ મુનિજન ઋષિ રાચે, ભક્તિ અનીન દીન હોઈ પ્રભુ જાચે. ૨૯
સંત અનંત કોટ ઉર આશે, પ્રેમ ભકિતરસ પ્રગટ પ્રકાશે. ૩૦
ચૌદેઈ લોક મોક્ષ સોહુ બરને, ભક્તિ સુભગ પદ સરૂ કરી નરને. ૩૧

સુનહો સંત મમ સુઘડ સચેતા, અનીન દાસ હરિજનહી સમેતા. ૩૨
એહી વિધિ સોજ ખોજ હમ કરહી, બિનહુ ભક્તિ કોઉ નહીં નિસ્તરહી. ૩૩
તાતે સકલ જન ગ્રહો મમ ચરણાં, હોઈ રહો દીન લીન અશરણશરણાં. ૩૪
કરહુ સકલ હમ જબી ભવપારા, દેઉં પઠવાઈ નિજધામ હમારા. ૩૫
જાઈ નિજધામ પરમસુખ પાવો, ભવ સંકટ વટ ઓહોરૂ ન આવો. ૩૬
તેહુતે અનીન નિજ ભક્તિ આરાધો, ગુરુ મુખવચન સચન કરી સાધો. ૩૭
સંશે સકલ તજી તનમન અરપો, શીશ સહિત મમ ચરણ સમરપો. ૩૮
રહોહુ નચીન ફેરી કીનસે ન ડરહો, હોઈ અલમસ્ત અસ્તઉદયે લયો ફરહો. ૩૯
હૃદયેકલમ મલ રહિત વિચરહી, પ્રેમ પ્રીત રસ રીત સમરહી. ૪૦
ગદગદ કંઠે ગલિત તન સારુ, મમ ચરનન ચિત્ત પ્રેમ અપારૂ. ૪૧
રૈનદિવસ અંશ અનુસ્યૂત નેહુ, આપા રહિત ગ્રહિત અહમેહુ. ૪૨
ઇદ્રી અનંત ભંગ રસ રૂપા, અંગ સકલ સંધ પ્રેમ સરૂપા. ૪૩
રોમ રોમ રગ રગ તન સારે, બિનુ નિજ પ્રેમ નેમ સબ ટારે. ૪૪
અનીન વચન અહોનિશ અનુરાગા, મમ પદ કંજકમળ ચિત્ત લાગા. ૪૫
એહુ નિજલક્ષ ભક્તિરસ ભાખે, કહેહુ સજ્જન જેહી રહુ તેહી પાખે. ૪૬
ભક્તિ અનીન એહી જેહી કોઉ કીજે, અંતસકરણ ભજન હમ રીઝે. ૪૭
રીઝહુ ભક્તિ અનીન કરે જેહુ, કૈવલમોક્ષ પરમ હમ દેહુ. ૪૮
કહે કુવેર સુનો મમ દાસા, હમ અવતાર અકલ અવિનાશા. ૪૭

## સાખી

ચૌદ તબક દસુ દસ દસા, જલ થલ સપ્ત પાતાલ;
બિનુ નિજ ભક્તિ અનીન મમ, ઓર સબ આલપંપાલ. ૧
ભક્તિ અનંગ ત્રીયા તન તણો, ક્રિયા જીનું નૈન નચાય;
મુસકવદન સો બોલાવણો, મીલહી પ્રત્યક્ષ પિયુ આય. ૨

નેન નચાવન પ્રેમ હે, મુસક વદન ઉર ચાહ;
અનંગ અંગ નિજ ધ્યાન હે, મમ પદ પતિ સદ ગ્રાહ. ૩
ભક્તિ અનંગ ત્રિયે તન વિધિ, પ્રેમ ચાહ કીયે ધ્યાન;
સુનહો સજ્જન મમ શુદ્ધ ચિત્તે, કરહો નાઈ અવિલાન. ૪

## ભુજંગી છંદ.

એસી સર્જન ભકિત કીમં કરોતિ, સદા સત સોહાગં પરમપદ પનોતી. ૧
આલોકં પરલોકં જીનુ પદ પ્રિયેયં, રટં શ્રી વિમુખં કાર્જ ન શ્રાયેયં. ૨
જીવં સર્વે વિહારં સંજમં આધારં, સર્વાંગમ્ શકત ભકિત સનેહં વધારં. ૩
વેશ્વં રસ્વરૂપં સનૈઃ સંધ વિનોધં, તીમં તે સ્વરૂપં ભયં ભક્તિબોધં. ૪
અનંતં પ્રકારં રસં ભકિતભાવં, પંડયં બ્રહ્માંડં સતંત્રં સહાવં. ૫
એવં ભકિત વ્યાપ્તં જાંહાં જેમ ફ્લાપ્તં, ઉત્તમં ભજનં કૈવલપદ પરાપ્તં. ૬

## દોહા.

ભકિત સરલ સર્વવ્યાપક, હેત વિભાગ જીનંગ;
જાંહાં જેમ જેવી તાંહાં તેમ, ઉત્તમ મધ્યમ ઉમંગ. ૧
મધ્યમ અલ્પ ઉપાસના, વિષયાનંદ સુખ જેહ;
ઉત્તમ ભજનાનંદ હે, કૈવલમોક્ષ સનેહ. ૨

## સોરઠા.

ભકિત સઘનઘન જેહ, કરન જીવન અંકુર ઉદયં;
વર્ષા બિન બીજ જમી જેહ, ઉગહી ન અનેક ઉપાય કીયં. ૧
ઋતુ બિના નાંહીન ફલંગ, ખગ મૃગ વૃક્ષ, પશુ મનખતનુ;
તેમ બિનુ ભકિત અનંગં, પરમ મોક્ષફલ પાવે ના જનુ. ૨
સફલ સુખ દરસ એન, ભકિત ચિંતામણિ કલ્પતરુ;
કરુણામયે કામધેનુ, દિન દિન નવીન શરૂ. ૩

સો ન કરહો મતિમંદ, અંધ કર્યો નીરંધર નર;
જાસુ છૂટહી ભવફંદ, છંદ જીનુ સમરેશ્વર. ૪

### દોહા.

અખિલ લોક અનુકરમની, ભકિત રસાયણ ધાત્ય;
અષ્ટ સિદ્ધ નવનિધિ તાંહાં, જા ઘેર ભકિત સરાય. ૧
કોટ કલ્પ જપતપ કરે, દુર્લભ પાવહી બ્રહ્મ;
સો સતગુરુ નિજ ભકિતસે, તુરત બતાવહુ બ્રમ. ૨

### રાગ રવેણી.

ધન્ય સતગુરુ સોઈ ભકિતકે દાતા, જાસુ પાવહી અવિનાશી વિધાતા. ૧
પરમ કૃપાલ દયાલ સનેહુ, ભવ તારન કારન ધરે દેહુ. ૨
અવિગત પુરુષ અખંડિત આદુ, મનુતનસે ધરી કરહી સંવાદુ. ૩
ઔર હાથ તન સર્વ સુરેખા, ગતિમતિ ભિન્ન અરૂઢ અલેખા. ૪
જાહ વિમલ જશ દશ અવતારા, ગાવત ધરી ઉર વારંવારા. ૫
શેષ મહેશ વિરંચી ગણેશુ, કરહી વંદન જીનુ સુરસુરેશુ. ૬
એસી અનાદ્ય આદ્ય ગુરુપદમી, લહત ન જીવમતિ મરમ અધરમી. ૭
અકલ અમાપ વ્યાપ પખ જીનકી, ગ્રહે જેહી શરણુ કરહી ગતિ તીનકી. ૮
પર ઉપકાર કરન નિજ કરતા, ધરી સતગુરુતન વિશ્વ વિચરતા. ૯
સમજ અનંત અંત નહીં જાકી, બહુ વિધિ સાખ્ય ભાષ્ય રસનાકી. ૧૦
બોધ અગાધ વાદ સર્વ વેધી, પરસાવહી પદ પરમ અછેદી. ૧૧
પક્ષપાત બિનુ જાત સહેતુ, સર્વ સકલ ગત મોક્ષકે બેતુ. ૧૨

### સંપૂર્ણ.

# મંગલાચરણ

ૐ પ્રથમ પ્રણામ ધામ જીનું સકલ પરાપર;
સરલ જાકી શકત વ્યક્ત બ્રહ્માંડ સકલધર. ૧

જય જય કૈવલનાથ સનાતન સર્વ કર્તારન;
અખિલાનંદ અવિનાશ વિલાસીક વિવિધી વધારન. ૨

લોક ચતુર્દશ દ્વંદ ફંદ ફના કરન સુધારન;
વિવિધી ભાત ગુણ ગ્રંદ વૃંદ વિદ અલગ ઉદારન. ૩

અગણિત ઈંડ કટાક્ષ પાક્ષ વસુ તમ પદ પરમ;
અલગ સલંગ એકતાસ આશ કોહુ જાને ન મરમ. ૪

હંસ નિવાસન ધામ ધણી તુમ પુરુષ પુરાતન;
નમો નમો નિર્વાણ પ્રાણપતિ સચર સમાસન. ૫

પ્રકૃતિ બિનુ ધન્ય પુરુષ પલકમે ખલક ઉપાસક;
આન્ય ધામ પતિદેવ જુગલ શક્તિતન આશક. ૬

તબ દેવનકે દેવ સકલ શિર હો તુમ કૈવલ;
સાક્ષીવંત સુત સલંગ પ્રોઢ પદ પુરુષ એકલમલ. ૭

જય કરુણામયે કંથ અંત મધ્ય આદ્ય પરાપર;
હંસરૂપ સ્તુતિ કુવેર નિજ ગ્રંથ કરન સ્વર. ૮

## દોહા.

મંગલાચરણ પ્રથમ એહી, ધરન સજ્જન ઉર ધ્યાન;
અબ ગ્રંથન પ્રારંભહુ, સુનહો સંત સુજાન. ૧

લોક અસંખ્ય ઉત્પન્ન ગતિ. સપ્ત દ્વીપ સુરધામ;
સો સબ ગ્રંથમાં ભાખહુ, વિવિધી ભાત ગુણગ્રામ. ૨

સકલ અંગ ભિન્ન ભિન્ન ગતિ, અર્થ બોધ શુભ સાર;
કહે કુવેર કરકે કહું, સંશે હરન ભવ પાર. ૩

સંશે હરન મતિ શુદ્ધ કરન, દહન દીર્ઘ ભવરોગ;

કૃપાસિંધુ કૈવલ તણો, દેઈ ગંયે લક્ષ અમોઘ. ૪
ભ્રાંતિભંજ અનુભવ જીનું, સુનેહુ સૂઝહી પદ પુંજ;
પૂરણ પદ પરમાતમા, મીલહી બાલ ગતિ કુંજ. ૫
અકલ પંથ અદ્‌ભુત મત, કહેહુ કહણ કલિમાંય;
જેહી જેહી જીવ શરનન ગત, ભયેહુ તેહુને ભયે નાંય. ૬
નિગમ ચતુર ખટ મત વટી, કથે જ્ઞાન અતિ ગૂઢ;
પરમમોક્ષ સમજે નહીં, જીવ મંદમતિ મૂઢ. ૭
પર ઉપકાર પરમપદ, કહેહુ કાહુ નહીં ચીન;
કહો સતગુરુ તબ કયા કરે, ભવકી ટલી ન ભિન્ન. ૮
ભક્તિ જ્ઞાન વૈરાગ કે, સકલ શાસ્ત્ર ફલ ટેર;
સહુ સંપત સુખ પાઈયે, ભેટત સાહેબ કુવેર. ૯
ચિદાનંદ ચકવે પતિ, ગતિ કરન મન શાંત;
આયેહુ જુગ દરશાવવા, ઘટઘટ કૈવલ ક્રાંત. ૧૦
રોમરોમ રજ રજ ગતિ, મતિ મનોહર જ્ઞાન;
દિવ્ય દેશ વિવિધી વિધ, કરી ગયે સકલ પહેચાન. ૧૧
ઉચરે ગ્રંથ અગાધહી, કલિમલ હર અજ્ઞાન;
નાથ કરનકુ દેઈ ગયે, સજ્જનકુ પયપાન. ૧૨
ગુરુ મેરા ચૈતન ચિદ, આયેહુ મનુતન ધાર;
જનમમરણ ભયે ભવ તણો, સંશે દીયો નિવાર. ૧૩
ભવતારનકે કારણે, કર્તા ભયે સકાય;
કુવેર અનુભવ જ્ઞાનસે, દીના અલખ લખાય. ૧૪
અલખ લખાવન જે લખે, જીનું અતિ ઉગ્ર અસલ;
બિનુ પ્રેહેતન પદ પાઈયે, પરમ મોક્ષ કૈવલ. ૧૫

**વંદના. ( ઉમંગ છંદ )**

કૈવલં ચિદેનં અવ્યે ના વચંનં;
દ્રીગંનં લધુયં અમોહં અમરતુ. ૧

નિરાલંબ નારાયણું અહં ન વર્ણ્યં;
નયેતિ નર્ણ્યં પ્રણાયં પરંતુ. ૨
જપેનં જપાયં કાયં નં મનાયં;
મનાતીત મગોયં સ્વયં તમ સમસ્તુ. ૩
જાંહાં ન ધ્યાતા ધ્યેયં નં વિછંદ;
વિનય જે કરોતિ વિવર્જિત વસ્તુ. ૪
વિધિવૈ વેદંતં અચંત્યે નચંતં,
સુનાતી સનાતં જે નાથં અનંતુ. ૫
અગાધં બોધં લહે જન મહાદ;
કુવેરં તેયં મમ નમામિ નમસ્તુ. ૬

## અથ વિનંતી. ( ઉલ્લાસ છંદ )

અહો નાથ નાહમ્ જાનામી જાનામી, મંદં મમ મતિયં તમો સદગતિયં;
હોહુ આપકુ સર્વ પહેચાનં દિવ્યાનં, તનુ તત્વે તાયં રતિયં રતિયં. ૧
અહો નાથ નાથં નિર્વાણું નિરાલં, ત્રિકાલં નિહાલં વિકાલં નયેતિ;
સસ્વં સર્વ ભૂતાનં સપ્રાણું સતંત્રં, વિત્રેણું વ્રતાણું કર્તારં સખેતિ. ૨
અહો નાથ હો તમ વિદ્યાનં સીધ્ધંતં, વિત્ત સત નિદાનં સમાનં ધાંનામિ;
સ્રવ્યાણું મંત્રેણું કલેદં વહમ્ અંત્રેણું, ચૈતનં કરનારં પ્રેણુંતમ નમામિ. ૩
અહો નાથ સ્વાધં સર્વજ્ઞં નવાદં, અનંતં અગાધં બોધંતં સનાદુ;
વિશ્વં તમ વિલાસં સોહં સમ અધ્યાસં, વિલંતં વિનાશંસદાતુમઅનાદુ. ૪
અહો નાથ આરં પુની પદમ પારં, નોધારં ઓધારં અપારં નિરંતુ;
તત્ત્વસ્વયમ્ સમાસં અખંડમ્ અનાસં, સઅ્રતં સલોમં ઉતપતં કરંતુ. ૫
અહોનાથ ક્ષાતં નરપક્ષં અજાતં, વિવિધંતં વિભાસં એકોહં અદ્યાપી;
આદ્યોનં ઉરધંનં મધ્યાનં માંહંતુ, અથાહં અથાહં અથાહં અમાપી. ૬
અહોનાથ સ્વામી મનુ તન ધરામિ, અકામં સકામી જીવં પરમ અરથુ;
ભયે ભેખ ધારં સશાંતિ સકારં, હરંતં વિકારં હકારં સમરથુ. ૭

અહોનાથ આની કૈવલમ્ નિશાની, સોહુ હમ જાની આપોઆપ આપં;
અતંતં આક્રંતં પ્રકાશં પ્રવેણું, નરવેદં વિજ્ઞાનં વંદો લક્ષ વ્યાપં. ૮
અહોનાથ હો હમ શરનં તુમારં, રખો નીત નિત્યં સદાયં સધામી;
અગુનં અનેકં અહંત્વં સહેકં, કૃપાલં દયાલં કુવેરં અકામી. ૯
અહો જક્તનાથં સર્વ માતતાતં, અનાથં કે નાથં સહેજાનંદ સભાવુ;
અખિલં સાંમાંનં દષ્ટિયં ધરંતં, કરુણાયં કુવેરં કધીનં કભાવુ. ૧૦

## ઢાળ ફેર સ્તુતિ.

જયજય અખંડાનંદ હરિ, જયજય લોક ચૌદ હરન આરિ. ૧
જયજય પૂરણ પદ પરમ રતા, જયજય અકલ મત ગગનગતા. ૨
જયજય સચ્ચિદાનંદ આનંદ પતિ, જયજય જ્ઞાનચક્ષુ કરન ગતિ. ૩
જયજય ભીડભંજન ભક્તમણિ, જયજય સંકુષ્ટ દૂર કરન ધણી. ૪
જયજય સનાતન સરવ રહુ, જયજય વરધ નહીં હાણ કહુ. ૫
જયજય અખિલાનંદ અચલ અહો, જયજય આદ્ય અંત મધ્ય રહો. ૬
જયજય અચ્યુત અવ્યય અજર અખે, જયજય અલખ તુમ કોઈ ન લખે. ૭
જયજય પુરાતન પુરુષ અજે, જયજય કરન જુગ દિગવજે. ૮
જયજય યોગ ધ્યાન ધરમ ધીરૂ, જયજય સજ્જન મન સુખદ શીરૂ. ૯
જયજય જક્તતમ હરન દિનુ, જયજય અસત સત કરન ભિન્નુ. ૧૦
જયજય જીવ ચરઅચર ગુરુ, જયજય ધેનુ મણિ કલ્પતરુ. ૧૧
જયજય ચૈતન ચિદ કરુણા કર, જયજય કૈવલ હંસ ઈશ સૌવર. ૧૨
જયજય અયોનિ અહો મનષતનુ, જયજય ધારન કીયો કારજ જનુ. ૧૩
જયજય કૈવલ નિજ ધામપતિ, અહો શ્રીમંત કુવેર તેહુ પાયે હો ગતિ. ૧૪

## આરતી.

પહેલી આરતી પ્રેમહુલાસા, સુરીનર મુનિજન કરત વિલાસા;
આરતી કરત નિગમ હરિદાસા,હરિ હરિ અગમ અગોચર અવિગત વાસા. ૧

દુસરી આરતી દીરઘ મુરતકી, વૈષ્ણવ કોટ અનંત સુરતકી.—આરતી૦ ૨
તીસરી આરતી ત્રંબક તોરે, પરશુરામ આઈ કર જોરે.—આરતી૦ ૩
ચોથી આરતી સકલ ચરાચર, ઝલમલ જ્યોત અખંડ પરાપર.—આરતી૦ ૪
પંચમી આરતી પ્રગર પ્રસિદ્ધ, નિર્મલ રૂપ નિરંતર દર્શિત.—આરતી૦ ૫
સતજુગ ત્રેતા દ્વાપર કલજુગ, સગુણ રૂપ ધર્યો હરિ નિર્ગુણ.—આરતી૦ ૬
જુગજુગમાં હરિ ધરત શરીરા,સાહેબ કુવેર સંતન સુખ શીરા.—આરતી૦ ૭

## ઢાળ ફેર. સ્તુતિ.

સત્વઅંગ સદ પદંગ સર્વ મોક્ષ દાયકં;
અદ્રીતંગ અનુસુતંગ ભવ વીતંગ ઇશ્વરે. ૧
તત્ત્વવેત્તાય તદવતંગ સાંપ્રથાય સાક્ષીઅંગ;
મંગલાય મહદ ગતંગ અહં નમામિ પ્રાણપતે. ૨
દેવાધિયંગ ચેતનંગ યદલોકંગ સહિતયમ;
વ્યાપીતંગ વિશ્વયંગ અકલેદંગ અનુરણે. ૩
નભગતંગ અનુભવે ન વારપાર અંતયંગ;
સર્વજ્ઞે સ્વછંદ નંગ જયજયેતિ શ્રીકુવેર કૈવલે. ૪

## પોઢણ આરતી.

પોઢે સુખસેજ શ્રી મહારાજ, કરુણાસાગર રાજ.—ટેક.
સંતનકે સુખદાયક લાયક, નાયક સજન સ્વેરાજ;
શોભા સુંદર અતિ અનુપમ, ષોડશ ચીન ધરે સાજ. ૧
કલા ખટદશ વિભૂતિ પૂરણ, પરમગુરુ જગકાજ;
લાયે લક્ષ અલૌકિક અનુભવ, સુરગતિ નાંહી સમાજ. ૨
નવ ઘનશ્યામ સ્વરૂપ સ્વામી, દામી કહત દલદાઝ;
તેજપુંજ પ્રકાશ પાવન, કરત રહત જનલાજ. ૩

ચંદનસેજ જડીત્ર સુવર્ણ, પોપ પીછોડી બિછાજ;
અત્તર અરકકી લપટ લગાવત, સુગંધ કેસર તાજ. ૪
સેવા કરન સબ સુર આયે, સંત સજ્જનકો સમાજ;
આનંદકો અતિ હોત કુલાહલ, હરખે ગરીબનવાજ. ૫
શ્રીમંત કુવેર સબ દાસકો દલ, દેખી ઊચરે અવાજ;
નારણદાસ આશ પદરજકી, પૂરે પૂરણ કાજ.—પોઢે૦ ૬

## સ્તુતિ.

સોહમ્ સદ્ગુરુદેવ, દેવાધિદેવ દયાલમ્;
મહા મંગલમય મૂરત, સુરત સુખરૂપ રસાલમ્. ૧
દિવ્ય તનુ ઘનસ્યામ હામ, હદ સબહી પેલાયત;
પ્રસિદ્ધ પ્રૌઢ પતિ મહાદ, અંશ સબ તાંહી મેલાયત. ૨
એસેહી પરમગુરુ મહાદ; શાંત સદ્રૂપ અનોપમ;
સક્રત અંશ સેવિત, વિભૂતિ કરન નિરૂપમ. ૩
ષોડશ ચિહ્ન સંજુક્ત, તનુ ધર તેજ અપર બલ;
વિભૂતિ સોલ સંયુક્ત, કલા ખટદશ જીનું કલ. ૪
ઐશ્વર્ય જીનું મહાદ, મનોરથ પૂરે મનકા;
કરન જુગ જાણવેશ, પ્રગટ કીયે જ્ઞાનકા ડંકા. ૫
ભોવન ત્રિયે ટહંકાર, જ્ઞાનગમ ગર્જત અદ્ભુત;
અનંત અંશ વિખરેહુ, મિલન પતિ તાય કરન જુથ. ૬
ઉપજાવન આનંદ અહમેવ, કરુણામય કરતા;
શરણ લેઈ સબ અંશ, અનંત જન્મ અઘ હરતા. ૭
કીયે નિરમલ તનુ અંશ, વંશમે તાય મેલાયત;
એસે કેતુ ન્હેઃકરમ, કર્મ સબ તાય છોડાયત. ૮

એસે પરમગુરુ પ્રગટ, સજ્જન સુખ કાજ તનુ ધર;
શ્રીમંત કુવેર સર્વજ્ઞ, ગતિ પરસેહુ અચરાચર. ૯
જાંહાંજાંહાં પરમગુરુ પ્રગટ,સમીપ નારણુ નિજદાસા;
જુગ જુગમાં જાણવીત, કરન વિજ્ઞાન પ્રકાશા. ૧૦

## મંગલા આરતી.

મંગલ આરતી કરત મોદિત મન, ઉર અંતર આનંદભરી.-ટેક.
તનકીરે આરતી તત્ત્વ પંચમુખ, ઇંદ્રી એકાદશ બાતી કરી;
તૂપ પ્રકૃતિ ભીજાઇત બતીયાં, બ્રહ્મ અગ્નિસે જ્યોત જરી.-મંગલ૦ ૧
અગ્ર બાતી વૈરાગ વિશેષણુ, પ્રેમપુષ્પ ધર્યો હાર હરિ;
જ્ઞાન ઘડિયાળ ગિરા જન કારણુ, લોક ચતુર્દશ ખબર પરી.-મંગલ૦ ૨
ચિંતવન ચંદન ચૈતન ચીર ચરન, અનુભવ શંખ લીયો સમરી;
અઘુઘુ શબ્દ અગોચર અદ્ભુત, સદ્ગુરુ કહત પોકાર કરી.-મંગલ૦ ૩
લક્ષ નીરાજન નીરખન નિશદિન, પતિ સનાતન ભાવ ભરી;
કહેં કુવેર એસે હરિકુ, તનમન સહિત રહો સમરી.-મંગલ૦ ૪

## શણગાર આરતી.

આરતી મહારાજ રાજકી, મંગલ મનોરથ ભાવ ભરી;
અગ્ર કપુર સુગંધ સોહાવત, બાતી એકાદશ અગન જરી૦—ટેક. ૧
ભાલતિલક કેસરકો જ્યોં રાજે, ચમર શિર પર ધરી;
કૌસ્તુભમણિ ઉરતંતહી શોભા, નિજાનંદ ઘનશ્યામ હરિ૦-આરતી૦ ૨
વાજિંત્ર બહુ વિધવિધ વાજે, નિગમ વદે યશ હેજ કરી;
શારદ સુર સમીપ સબ ઠાડે, અજભવ શ્રીપતિ સુરતધરી૦-આરતી૦ ૩
સંત સજ્જન જન ત્રિયા સબ ઠાડે,અટકી સુરત કર યુગલ જોરી;
કીયેહુ ઉત્પન્ન અંશ આપ યું જાની,દષ્ટ કરુણા સરવ પર પસરી૦-આરતી૦ ૫
દાસ નારણ આરતી કીજે, રીઝ પદરજ અધિકારી;
સર્વાતીત ઈશપદ સબકે, સોઇ પ્રભુ ખેલે જનસંગ હરિ૦-આરતી૦ ૫

## મંગલાચરણ.

ૐ વંદુ ગુરુચરન શરન સાંત્રથ કરતારન;
જીનું માનત જુગ ઈશ ધીશ દશુ શિર સરદારન. ૧
સકલ દેવનકે દેવ ભેવ વિત્ત વર્જિત વિલોકહુ;
સર્વાતીત સર્વજ્ઞ અંગ અનુભવ અવિલોકહુ. ૨
પ્રથમ અંગ ચર ચેન ચેન ધરે વિપુ વિલાસક;
કરત નિવાસ જન સંત સુખદ નિજ ભોવન સુધાયક. ૩
દિવ્ય તનુ ઘનશ્યામ બદન પર ચંદ્ર બિરાજીત;
દ્રીગન કમલ દધિમાંય કૃપાનિધ સુરત નિધારીત. ૪
ચરણ ચીંન બરનેહુ સંત સહુ સુનો સજ્જન જન;
મંગલ કરન વિઘ્ન હરન ધરત ધ્યાન પાવન કરન. ૫
કરુણાનિધિ ભગવાન કરુણા કરી જગ પર ધાડી;
દ્વૈત મદન મનમોહ અંશ રખી ફેડી સબ ઝાડી. ૬
શ્રીમંત કુવેર શરણ પ્રણામ કરું કર જોરી;
નારણદાસ સ્તુતિ કરુણા કરો મતિ મમ ભોરી. ૭

## દોહા.

મંદમતિ મમ જાનકે, બસો હૃદયમાં આય;
ઈચ્છા અંતર ઊપની, ગાવા ગુણ મહિમાય. ૧
મૂંગે યોં ઈચ્છા કરી, મેં ટેરું ચૌદેહ લોક;
પંગુ મનોરથ યોં કરે, ચઢું મેરુ એ ફોક. ૨
સજાણકુ શી વિનંતી, સર્વજ્ઞ સાક્ષાત્;
નારણદાસ નિમિત્ત માત્રા, આરોપણ વચનાત્. ૩
શ્રીમંત કુવેર કરુણા કરી, તબ કરું અક્ષરકી છાંણ્ય;
જ્યોં ગાંધર્વ બાજા વિષે, બજાવે તેસી વાંણ્ય. ૪

## ગુરુમહિમા.

પ્રથમ પરમગુરુને નમું, દીયે કર્તા સંબંધી જ્ઞાન;
આપનપુ પતિ જાણુ કે, તજે જક્ત અભિમાન. ૧
જગબંધન અતિ જનકુ, તનમન કીયે બેહાલ;
મહાવિકટ કળિકાળમાં, પ્રગટે દીનદયાળ. ૨
અનંત બ્રહ્માંડકી વિભુવિત્ત, પ્રગટ ચિહ્નન સંજુક્ત;
ધન્ય પરમગુરુ પોમી પર, અંશ કરનકુ મુક્ત. ૩

### મોતીદામ છંદ.

પતિપદ પરમગુરુ એકમેક, સમજે જે સંત એ મોટો વિવેક. ૪
અકળ કળા ન કળે કોઈ જંત, એવી ગતિ પરમગુરુની અનંત. ૫
અનંત બ્રહ્માંડાધીશ કહાવે, તેનો લક્ષ પરમગુરુ આંહાં લાવે. ૬
સર્વાતીત સર્વેશ્વર સ્વામી, તેનો લક્ષ લેવાને કોક જ દામી. ૭
નિગમ નેતિ કહે નિરધાર, સામાન્ય જીવ ન જાણે સંસાર. ૮
રચ્યો જેણે જકત સકલ પસાર, જેયે જેમ તેમ દેતતાંહાં આહાર. ૯
એવા સુખદાયક લાયક સ્વામી, તેને ન ભજાવે ભરી કોઈ હામી. ૧૦
હિંમત વિના જો હામી ભરી જે, શરણે આવે તેને તે શું પદ દીજે ૧૧
એવા ગુરુ દગ દગે સહુ લોક, પતિપદ સાચું લહ્યા વિના ફોક. ૧૨
પતિપદ પરમગુરુ એક જાણે, ભવેલાં પદારથ સહુ કોઈ વખાણે. ૧૩
ભવેલાંને જે કોઈ કહે ભગવંત, એવા ગુરુ બાદલ સંત અનંત. ૧૪
પરમગુરુ નિજપતિના વેત્તા, ભુલાયા જીવ કીયા તે સચેતા. ૧૫

પતિપદ દર્શાવે દિવ્યનેન, દેખાડે સર્વ અંશોનું ચેંન. ૧૬
કરે અંશ પોતાને ઘેર નિવાસ, એવા ગુરુ જ્ઞાનગતિનો પ્રકાશ. ૧૭
એવા ગતિયાર ગુરુને જે પૂજે, તેના ઘટમાંહી ગતિ બહુ સૂઝે. ૧૮
અનુભવાનંદ આનંદનો કંદ, સંશે ગર્ભસંકટ ટાળે ફંદ. ૧૯
ગુરુ હુમાહુ છાંયા કૃપા પસારે, કર્તા શરણે સુખ દે દુઃખ નિવારે. ૨૦
એવા ગુરુ જાણી કર્યો વિશ્વાસ, મોટા મુનિ ચરણે કરે છે નિવાસ. ૨૧
અજભવ શ્રીપતિ સુર સમેત, લહે શુક શનકાદિક થઈ બડવેત. ૨૨
શંકર દત્ત કપિલહી વ્યાસ, મહિમા કરે નારદ ગુરુ પ્રકાશ. ૨૩
શારદ શેષ વખાણે વેદ, ગુરુ વચનાર્થનો અતિ ભેદ. ૨૪
માને જગ ઈશ દસુ અવતાર, રહે નિજ ગુરુ તણે આધાર. ૨૫
પામ્યા ઈશિતા ગુરુ કૃપા જે પાઈ, બિનુ કૃપા જગ જીવ સરાઈ. ૨૬
ગુરુ સમર્થ સબે સુખદાતા, આવે શરણે તેને કરે ગતિ માતા. ૨૭
પીયે રસ પૂરણ અંશ છકેતુ, રહે હજારી અંશ થઈ બડવેતુ. ૨૮
પોખે વિત્ત પરમગુરુ હેત આણી, મેલાવે પતિ પદ દે નિરવાણી. ૨૯
ગુરુપદ પ્રૌઢ પ્રચંડ પ્રત્યક્ષ, પામે નિજ કૈવલમોક્ષકે દક્ષ. ૩૦
ગતિ ચકવે અનુભવ અનાદુ, લઘુ જીવ કો જાણે વાદવિવાદુ. ૩૧
ગુરુપદ મોટું અમોઘ અમૂલ્ય, આવે નહીં કોઈ ગુરુ સમ તુલ્ય. ૩૨
વૈષ્ણવ કોટી અનંત અનેક, તેને શિર શોભે ગુરુપદ એક. ૩૩
ગુરુ ગુરુ જહાં તહાં સહુ કોઈ કહે છે, ચાર પ્રકારે ગુરુપદ રહે છે. ૩૪
પ્રોક્ષ ગુરુ પદ પ્રોક્ષ બતાવે, પદારથમાં જીવકુ વિલમાવે. ૩૫
ગુરુ પદ દેવ બતાવે પ્રત્યક્ષ, દર્શાવી દેહમાં આપે તેહી દક્ષ. ૩૬
સતગુરુ સત બતાવે જે અંશ, નરણે કરી જુવે કર્તાકો વંશ. ૩૭
તેહી અંશ આપનપુ તબ જાણે, જબી સતગુરુ તેહી પરમાણે. ૩૮
જેનો અંશ તાંહી મેલાપ કરાવે. અંશી પદમાં એકતા કરવાવે. ૩૯

અંશીપદ કૈવલ એક સમેવા, લાયે તેનો લક્ષ પરમગુરુદેવા. ૪૦
પરમગુરુ પરમપતિકે પ્યારા, મિલે ગર્ભસંકટથી કરે ન્યારા ૪૧
એવાગુરુ આનંદ મહા સુખકારી, પરઉપકાર કરન દેહ ધારી. ૪૨
દિવ્ય રૂપ સુંદર શોભા રસાળ, ઘનશ્યામ મૂરત મહા વિશાળ. ૪૩
પદપંકજ અલિ અંશ શોભે, મકરંદ મનોજહી થોભે. ૪૪
અસંખ્ય અંશ કરે જાંહાં નિવાસ, શરણે આવે જે તેનો થાય સમાસ. ૪૫
ફરી ગર્ભસંકટ તે નવ પામે, સાચે દલ આવે મહા દુઃખ વામે. ૪૬
એવો પદપંકજનો પ્રતાપ, મીલે પતિપદ લહે નિજ આપ. ૪૭
એવા સુખમાં જન ઝીલે અપાર, અહો જન ધન્ય જે પામે દેદાર. ૪૮
એવા જન ભાગ્યવાન ભવેતુ, ભયે ભવમાં જેહી ભક્તિ કે ખેતુ. ૪૯
ગુરુ ઘન જ્ઞાન સીંચે જલધારા, પાકે પ્રભુતા વિધિ ગતિ અપારા ૫૦
તેહી પ્રભુના પદ પ્રૌઢ તે પદમી, કર્તાકાર થઈ લહે સુખ કદમી. ૫૧
તેહી સુખના જે દાતા ગુરુ પોતે, ટળે જે અસૂઝ ગુરુ મુખ જોતે. ૫૨
અરુણ ઉદય અંધુકુ નવ સૂઝે, બિનુ અંશ ભક્તિ પતિ નવ બૂજે. ૫૩
ભજાવે ગુરુ તે પતિપદ વાચે, લેવા તેહી લક્ષ રહો મન સાચે. ૫૪
સાચો સંબંધ સદા સુખકારી. તનમનધન ગુરુ પર વારી. ૫૫
મિથ્યા પદ દેતાં મહાપદ પાવે. થઈ શરણે રહે ભક્તિકે દાવે. ૫૬
ગુરુ તુમ વિના નહીં કોઈ મારું, લઘુ કાળ માયાતણું બહુ લારૂ. ૫૭
જેથી દુઃખ પામ્યો અગાધ અપારૂ, કુણ કરે સહાય નહીં કોઈ મારું. ૫૮
કામ ક્રોધ લોભ મહા બડ ભૂપ, ઇંદ્રી ગુણ અંતસ શત્રુ જનુપ. ૫૯
એહી સબ શત્રુ વેધે તન મારું, કરે છે બેહાલ નહીં સુખ સારું. ૬૦
ત્રાહિ ત્રાહિ પોકારું છું પતિકુ, સુણો ધણી અરજ એ દુઃખ સતીકુ. ૬૧
હોય પ્રતિવ્રતા તો પતિને લાજુ, વિતંડીને સુખ ન મીલે સરાજુ. ૬૨
એવા ગુરુચરણતણો જે ઉપાસી, સુખે પદ પામે કર્તા અવિનાશી. ૬૩

ગુરુ તે કર્ત્તામાં નહીં ભિન્ન ભાવ, નિશ્ચે નિજ જનતણો એહી દાવ. ૬૪
પ્રીતે પીવે પાવ ગુરુના પખાલી, તેનું હૃદય શુદ્ધ થાય અજવાલી. ૬૫
તીર્થ અનેક તણું ફળ આવે, પ્રસાદી પ્રીત કરીને જે પાવે. ૬૬
પૂજે પ્રીત કરી ગુરુજીના પાય, ચતુરદશ દેવપૂજાફલ થાય. ૬૭
ગુરુસેવા માનસિક શુદ્ધ કરીજે, વિધિ સંજુક્તાહી ધ્યાન ધરીજે. ૬૮
જેનો શુદ્ધ ગુરુ વિષે છે ભાવ, તેને શિર જમતણો નહીં દાવ. ૬૯
જથા જુક્ત સૂઝે કરે ગુરસેવા, કર્ત્તાશરણે જઈ લહે સુખ મેવા ૭૦
ભજન કરે ગુરુનું ચિત્ત લાઈ, ઇચ્છા મનવાંછિત તે ફળ પાઈ. ૭૧
વચન શેરુકો કબુ નવ લોપે, તેનો મહિમા જગમાં બહુ ઓપે. ૭૨
વિરોધી વચન બોલે ગુરુ આગે, અનાહત પાપ આવી સબ પાગે ૭૩
લોપે મરજાદ ગુરુની જે શિષ, તેને શિર સ્વામી નહીં અનઈશ. ૭૪
એને કોઈ દુઃખ દેવે મહાભારી, છેડાવે તેને કુણ દયા દલ ધારી. ૭૫
કરે ગુરુનિંદા સુણે દેઈ કાન, નીચ પદમી પાય દે ન કોઈ માન. ૭૬
ગુરુસંગથી વિછડે જન જેહ, ગયો ધરાબોળ આવે નહિ છેહ. ૭૭
ફરે નગરો ભૂ કંપે કપ ધારી, લગે ભાર શેષ સહે ન અપારી. ૭૮
તેનું મુખ દીઠે લગે બહુ દોષ, હરિગુરુસંત કરે તેનું રોષ. ૭૯
મહા કરપ કરી દેવે જમ ત્રાસ, છોડાવે તેને કુણ થાય નિરાશ. ૮૦
તેની સાખ સંમત જુવો પુરાણે, પૂછો સત શાસ્ત્ર નિગમ નરાણે. ૮૧
વદે વસુધામે ભયે જન જેતા, ગુરુ વિના મોક્ષ નહીં કહે વેતા. ૮૨
તનમનધન જે શીશ સમરપે, પોતા તરફ ન રાખે સહુ સુખ અરપે ૮૩
એવો અધિકાર ધરે જન જેહી, પામે કૈવલ મોક્ષ સદેહી. ૮૪
એવા પ્રતાપી જે ગુરુ ગતિવંતા, તેને નજી જીવ લહે નહીં અંતા. ૮૫
પામ્યો મનુષ્યદેહ મહા મોંઘો અમૂલ્ય, કુણ કુમત્ય આવી તુજ ભૂલ્ય. ૮૬

ફરી દાવ આવો કબુ નહિ આવે, ચૂકે ગુરુથી જમપુરહી જાવે. ૮૭
જઈ જમપુર કરે તાંહાં વાસ, સહે મહાસંકટ ગર્ભનિવાસ. ૮૮
કહું કેટલી તુજ મૂરખ પ્રાણી, જાને શરણે ગુરુસુ હેત આણી. ૮૯
તનમનધન સમરપીને રહેવું, ગુરુ કસોટી દે તે સર્વે સહેવું. ૯૦
સહી કસોટી સુખ પામ્યા અપારૂ, અહો જન ધન્ય એવા અધિકારૂ. ૯૧
તેનો જશ જ્યાં ત્યાં સહુ કોઈ ગાશે, જેને હરદે ગુરુ કરે જો પ્રકાશે. ૯૨
ગુરુસેવામાં ચૂકે ચૂક પડાવે. તેને ઠોરઠેકાણે કુણ ઠરાવે. ૯૩
ભમે ભવમાં ભમતો ભૂર ભાવે, સુખ નહિ પામે ખપે કાળદાવે ૯૪
જેને માથે કાળતણો ભય ભારી, તેને ગુરૂભક્તિ લગે નહીં પ્યારી. ૯૫
એને ગુરુ કેમ કરે. પ્રતિપાળ, દયાળુ ઘણા પણ દે મુખ કાળ. ૯૬
ગુરુ પાસે બેસે નહીં સ્થિર થાઈ, વૃત્તિ વિલમે જહાં અનાહૂત પાઈ. ૯૭
અનર્થ અર્થ કમાયો કુટિલ, ખોયો મનુષ્યદેહ મહામોઘો સુશીલ. ૯૮
સાકુટકુ કેટલી કહું શિક્ષાય, ગયો અધોગત બિન ગુરુદીક્ષાય. ૯૯
તદપિ ગુરુ મહા પરમદયાળુ, લઈ શરણે સુખ દેવે રસાળુ. ૧૦૦
એવા દયાળુ ગુરુના ગુણ ગાતાં, રહી જગમાં લહે જે સુખ માતાં. ૧૦૧
રિદ્ધિ સિદ્ધિ સુખસંપત ન માગું, ઇચ્છા પદરજ ચરણ ચિત્ત લાગુ. ૧૦૨
માગું શુભ સેવા ભક્તિ પદ સાચું, એવો અધિકાર આવે એવું જાચું. ૧૦૩
દીનબંધુ બંદી છોડ કહાવો, મોઈ ગરીબ લગે તબ દાવો. ૧૦૪
એવા ગુરુ જાણી આવ્યો છું શરણ, મટાડો મહાદુઃખ જન્મ ને મરણ. ૧૦૫
મોઈ શિર શત્રુ અનેક ભડે હે, વેધે તન જે કામણબાણ ગડે હે. ૧૦૬
તેમાં ચેન કેમ પડે દુઃખ ભારી, સ્વામી શરણે લ્યો ગ્રહી બાંય હમારી. ૧૦૭
તુમ સમર્થ હરો દુઃખ મરું, દાતા દીનબંધુ એ બરદ તમારં. ૧૦૮
છાયા કલ્પવૃક્ષમે જે નર આવે, ઇચ્છા મનવાંછિત તે ફલ પાવે. ૧૦૯

પારસ પરસ રહે લોહ જાતિ, કહે કુણુ પારસ નામ વિજાતિ. ૧૧૦
દોહી કામદુર્ગા ભૂખ નવ ભાગી, લજે નામ કામ કરે પદપાગી. ૧૧૧
ચિંતામણિ ગ્રહી ઇચ્છાફળ આપે, રહે ન દારિદ્રય દુઃખ સર્વ કાપે. ૧૧૨
એથી અધિક પરમગુરુ આપે, મળ્યા જેને તેને ન દુઃખ અઘાપે. ૧૧૩
પામે દુઃખ દાસ બટ્ટો બહુ એસે, ગ્રહીબાંય બ્રદ પાળો ગુરુ એસે. ૧૧૪
જોશો અપરાધ મારો મન ધારી, છૂટું ન કબુ કર્મદોષ અપારી. ૧૧૫
ખુની ખુનકા ગુના દેતાં ન પાર, કરો બક્ષિસ ગુરુ શરણુ તુમાર. ૧૧૬
લજે શરણું જો ઉગારો ન મોઈ, અપત્ય અનીનદાસ ગુરુ તોઈ. ૧૧૭
કરું શું સ્તુતિ મૂંગો મુખવાચે, આઈ ગુરુ શરણ પડયો દલ સાચે. ૧૧૮
દેખું ન તુમ સમ ઓર ન કોઈ, નાવ વાયસવૃત્તિ મમ જોઈ ૧૧૯
ઠોર ઠરન અવર ન આશ, જાવું જહાં તહાં બંધનકી પાશ. ૧૨૦
પાશ છોડાવો સમર્થ સ્વામી, શ્રીમંત કુવેર ગુરુકુ નમામિ ૧૨૧
નમામિ જગતગુરુ જગઈશ, લહે મહિમા તેના ગુરુ ધીશ. ૧૨૨
શ્રીમંત કુવેર ગુરુ ચક્રવર્તી, જ્ઞાન અમલ જુવે કોઈ ન રતી. ૧૨૩
અમલ મોટો જે પામે અધિકારી, તેની પ્રભુતા સબકુ લાગે પ્યારી. ૧૨૪
ગુરુ શિરછત્ર બિરાજે જેને, દમે કેમ કાલમાયા જગ તેને. ૧૨૫
પીડે ન પિતૃ જક્ષ દાનવ દેવ, સાચો પરમગુરુ સાથે અહમેવ. ૧૨૬
રાજા રંક ભૂત પિશાચ સમેત, નવગ્રહ આદ્ય પનોતી સહેત. ૧૨૭
ગુરુરીઝમાં સુખસંપત સર્વ, વિમુખી વિરોધી પામે ટળે ગર્વ. ૧૨૮
જેનું મદનસૂદન નામ કહાવે, ચઢયો મદ ગુરુ એકુ ન રહાવે. ૧૨૯
ગુરુ સમર્થ શ્રીમંત કુવેર, નારણદાસ લહ્યો એ નવેર. ૧૩૦
જોયું નરણે કરી આ જુગમાંહી, ગુરુ વિના સત્ય પદારથ નાંહી. ૧૩૧
એવું સત્ય જાણે માણે સુખ માતુ, ગમે ન તેને વિષયાનંદ નાતુ. ૧૩૨

સાચો સંબંધ સદા ગુરુ જોડે, કરે જગ અકચ તેનું મન મોડે. ૧૩૩
એવો શૂરવીર ડગે કેમ દેખી, શ્રીમંત કુવેર શરણ લીયો પેખી. ૧૩૪
ડરે કેમ કેસરીબાલ કરાલ, ભગે જુથ કુંજર મહા વિકરાલ. ૧૩૫
પોખે પ્રતાપ ગુરુ જેહી વિત્ત, રહે ન નગુરો જગમાં નિર્વિત્ત. ૧૩૬
ધરે શણગાર કન્યા જે કુંવારી, શોભા સુખ નહીં બિનુ ભરથારી. ૧૩૭
કીયા ઉદે અંશ પતિ તેહી જાણો, મીલે તેહી લક્ષ ગુરુ પરમાણો. ૧૩૮
ગુરુ તે કર્ત્તામાં નહીં ફેરફારી, શ્રીમંત કુવેરકી જયૌ બલિહારી. ૧૩૯
નારણદાસ ચરણ ચિત્ત લાગું, ઇચ્છા પદરજ ભક્તિપદ માગું. ૧૪૦

## દોહા.

મહેર કરી મોઈ દીજીયે, સેવા સમરણ ધ્યાન;
યશ ગાવા અનુભવગતિ, કરુ પતિ પરમ અવિલાન. ૧૪૧
પરમગુરુ કે શરણ કે, મહિમા અપરંપાર;
શારદ શેષ ન કહી શકે, કેસો રહે ઈતબાર. ૧૪૨
વારપાર જાકો નહિ, ગુણગતિ દધિ સમતોલ;
ચિડીયા ચંચ ભરી રહે, સાગર સમ તમ છોલ. ૧૪૩
દધિ સમ તમ ગુરુ ગતિ, મમ મતિ અલ્પ અજાણ;
મહાપતિતકુ પાવન કરો, શ્રી ગુરુ પરમ સુજાણ. ૧૪૪
સજાણ શરણ આવી પડયો, નારણદાસ અતિ દીન;
પ્રૌઢ પરમગુરુ જાણ કે, ગ્રહી શરણ રહ્યો લોલીન. ૧૪૫
અખિલાનંદ સુખ શરણકે, માણે તેહી સંત સુજાન;
નારણદાસ શરણાંગત, રહે દ્દઢ દેઈ તનમન. ૧૪૬
ગુરુમહિમા મુખસે પઢે, પ્રાતઃ સમે કરે પાટ;
અનંત જન્મ અઘ સંશયકો, સબકો ઘાલે ઘાટ. ૧૪૭

મનન કરે મધ્યાનસે, અર્થ વિચારે જેહ;
તીનકો કૈવલમોક્ષકો, પામે નહીં સંદેહ. ૧૪૮

સંધ્યાસમયે એહી પાઠકુ, સુણે સુણાવે અર્થ;
ઉપાસી હોય ગુરુતણા, પામે અનુભવ ગર્થ. ૧૪૯

અષ્ટસિદ્ધિ નવનિધિ સબે, સુખસંપત સબ સાજ;
ગુરુઉપાસનમાં સબે, પામે અનુભવ રાજ. ૧૫૦

તેહી દાતા ગુરુ પરમહી, શ્રીમંત કુવેર સત નામ;
નારણદાસ નિર્ભય ભયે, ગ્રહી ચરણ વિશ્રામ. ૧૫૧

સંપૂર્ણ



# કાયમપંથ ધર્મની ઉપાસનાવિધિ

**અગાધબોધમાંથી અંગ—૭૯**

## * વિજ્ઞાનસંપ્રદાયવિધિ વિષેનું વર્ણન. *

(સંતહરિજન તથા મહારાજોને જાણવા અને તદનુસાર વર્તવા તથા દર્શાવેલા લક્ષ મુજબ ધ્યાન ધરવા તેમજ ખાસ પૂજન કરવા માટે આ વિધિ 'અગાધબોધ' ગ્રંથમાંથી તૈયાર કરેલી છે; માટે દરેક સંતહરિજને પાઠપૂજા તથા લક્ષ દર્શાવ્યા મુજબ ધ્યાન ધરવાનું છે.)

**मास मास एक मेला थावे. सब हरिजन दर्शनकु आवे;**
**करी सभा तब ज्ञानकचेरी, सन्मुख चित्त रखिये नरनारी. (१)**

જે સમય પર પરમવિશેષ પરમગુરુ ભગવાન કરુણાસાગર વિદ્યમાન હતા તે સમયની દરેકેદરેક પૂર્ણિમાએ મેળો ભરાતો હતો અને સર્વ હરિભક્તો દર્શનાર્થે આવતા હતા. અમો આવા પ્રસંગે સભારૂપી જ્ઞાનકચેરી ભરી સઘળાં સ્ત્રીપુરુષોને ઉદ્દેશી કહેતા હતા કે અમારી સન્મુખ ચિત્ત રાખી હું કહું છું તે સાંભળો.

**तेही मध्ये हम बेठे जाइ, गर्जन लागे सिंहगिराइ;**
**सुनो हरिजन जंबुद्वीपनके, दढ भक्ति साचे तनमनके. (२)**

આ જ્ઞાનકચેરીની જે સભા ભરાઈ તેની મધ્યે જઈ બેસીને સકર્તા તથા પરમતત્ત્વ સમજાવવા સિંહગર્જના સમ પ્રચંડ વેગપૂર્વક પરમગુરુ કહે છે કે, હે જંબુદ્વીપનિવાસી સંતો અને હરિજનો ! તનમનથી સાચી દૃઢ ભક્તિ રાખીને લક્ષ-પૂર્વક સાંભળો.

**चौद तबक दिव्य देव चेताये, बोहोरु हम अवनि पर आये;**
**द्वीप सप्त अवनिका सोइ, सबकु बोध बतायो मोइ. (३)**

જ્યારે મારા સકર્તાપતિએ મૃત્યુલોક આદિ સર્વ લોકને લક્ષબોધ આપી શુદ્ધ જાગૃત કરવાને મને હુકમ કર્યો, ત્યારે ચૌદ તબક્કા ઉપર વસતા સર્વ દિવ્ય દેવતાઓને ચેતાવી તેમને જ્ઞાનબોધ આપ્યો; પછી હું આ પૃથ્વી ઉપર આવ્યો. આ પૃથ્વી ઉપર સાત દ્વીપ છે, તે દરેક દ્વીપમાં ફરી મેં લોકોને સકર્તા સંબંધી લક્ષ આપ્યો છે.

**पंथ पक्ष मत सब सुनवाये, ज्ञान रहेशगति विविधी लखाये;**
**सो हकीकत तुमकु कही दीनु, द्वीप सप्त देवलोक सहीनु. (४)**

જે જે ભુવનોમાં વા દ્વીપોમાં કાયમપંથ ધર્મનો પ્રચાર કરેલો અને ત્યાં પંથ અને તેના પક્ષ સંબંધી જે મત તેમને મેં બતાવેલો તે તમોને સંભળાવ્યો છે. વળી પરમ-જ્ઞાન તથા રહેશ એટલે રહેણી અથવા પરમપદ ભોગવવાની

દશા તેમજ પરમગતિ વિષેની વિધવિધ પ્રકારે મેં સાત દ્વીપ અને ચૌદે લોકમાં જે વ્યાખ્યા કરી છે તે સઘળી હકીકત મેં તમોને અગાઉ કહી સંભળાવી છે.

**अब सुनीयो जंबुके जनहो, मम सन्मुख धरी सुरत समनहो;**
**तेसेही तुमकु देहु बताइ, पंथ पक्षमत सकल शीखाइ. (५)**

હવે હે જંબુનિવાસી ભગવજ્જનો ! મારી સન્મુખ અંતઃ-કરણપૂર્વક સુરતા ધરીને સાંભળો. જેવી રીતે સાત દ્વીપ તેમજ ચૌદે લોકના દેવતાઓને ઉપદેશ કર્યો છે તે જ પ્રમાણે તમોને પરમપંથનો પક્ષ તથા તે સંબંધીનો જ્ઞાનમત સર્વ શીખવાડું છું.

**सावधान थाओ जन ओरु संतु, कहुं जेही बोध लखाय नचंतु;**
**संप्रदाय धुनी धाम समेतु, मढी अखाड देखाडहु तेतु. (६)**

હે સંતો અને ભગવજ્જનો ! સંપ્રદાય, ધૂણી, ધામ, મઢી તેમજ અખાડો વગેરે દેખાડવા ચતુષ્ટય અંતઃકરણથી પર નિશ્ચિંત પરમલક્ષબોધ જે કહું છું તે સાવધાન થઇને સાંભળો.

**तिलक छाप कहुं भेखको भाखो, जब देखो उरकी निज आंखी;**
**चामचक्षु देखन मत ओरु, पकर रहे करतव सब ठोरु. (७)**

ભાલતિલકના છાપારૂપ જે નિહંગ ભેખની રીતિ કહી બતાવું છું તે તમારા અંતરની આંખોએ લક્ષપૂર્વક જોજો. જો અંતરની આંખોએ નહિ જોતાં ઉપલક ચર્મચક્ષુ વડે જોશો તો પ્રાકૃત પુરુષોએ પોતાના નામ પર જે જે કૃત્રિમ પંથો

ચલાવ્યા છે તે તે ઠેર ઠેર જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં દેખાશે; તેમાં મારો જે નિહંગ પ્રદેશનો આશય તમોને સમજાવવાનો છે તે જોઈ શકશો નહિ.

**ज्ञानलक्ष कोहु नांही विचारा, सब बरने उपलेही वहेवारा;**
**बार पंथ ओरु बावन द्वारु, ए सब धरे देही आकारु. (८)**

હે ભગવજ્જન! લક્ષજ્ઞાન મેળવવા સંબંધી કોઈએ વિચાર કર્યો નથી; કારણ કે બધાઓએ ઉપલક વહેવારનું જ વર્ણન કર્યું છે. જુઓ, બાર પંથ અને બાવન દ્વાર! આ બધાં જે નામ તે દેહરૂપ આકૃતિનાં હોઈ તેમના ઉપર વિશ્વાસ રખાયો છે.

**रामानंद नेमानुज जेही, विष्णुसांम माधवाचार तेही;**
**देहीके नाम संप्रदा चारी, कोहु न कही निजतत्त्व विचारी. (९)**

જુઓ! રામાનુજ, નેમાનુજ, વિષ્ણુસ્વામી અને માધવાચાર્ય, આ ચાર આચાર્યોના નામ ઉપરથી ચાર સંપ્રદાયનાં નામ પડેલાં છે અને કહેવાય છે કે એ ચારે નામ પરંપરાથી ચાલતાં આવેલાં છે. અરે! જ્યાં ભૌતિક દેહનાં નામ પૂજાતાં હોય ત્યાં નિજતત્ત્વનો વિચાર કોણ કરે! અર્થાત્ કોઈએ કર્યો નથી.

**ते सही पण ओरु बावनद्वारु, सोभी कहे देही नाम आकारु;**
**देही तो सबकी गइ विलाइ, नाम रह्यो सब जुगमे छाइ. (१०)**

તેવીજ રીતે જે બાવન દ્વાર છે તેમનાં નામ પણ દેહને સંબોધીને પાડેલાં છે. ભલા! જોઈ શકશો કે કોઈનો પણ

દેહ અમર રહ્યો નથી ! પણ દરેકે દરેકનો દેહ વિલસાઈ ગયો છે. માત્ર આખાય જગતમાં ફક્ત નામની જ છાયા રહેલી છે. આમ છાયારૂપ નામ સિવાય કશુંય અસ્તિત્વ નથી.

**नरे नाम क्यौं करी सरे काजु, बिनु परगट निज देह समाजु;**
**तो तेहो पंथ क्यौं निस्तरही, नामी बिन कारज कुन करही. (११)**

હે ભગવજ્જન ! નર્યા એકલા જ નામે કાર્યની સિદ્ધિ કેમ કરીને થશે ! કારણકે જે નામ પર વિશ્વાસ રાખ્યો છે તે નામને ધારણ કરે એવો જે પ્રગટ પ્રત્યક્ષ દેહ તે નથી, માત્ર નામજ છે; તો પછી આમ માત્ર નામ ધારણ કરનાર પંથથી જન્મમરણનો નિસ્તાર કેમ કરીને આવશે ! વળી નામથી પર નામને ધારણ કરનાર જે નામી છે તે નહિ મેળવો તો કાર્યસિદ્ધિ કોણ કરશે ?

**वळी कोइ हमकु कहे विचारी, देही तो नहि रहे अमर तुमारी;**
**तब तुमेरे पण पंथही वसे, आगलके थइ गये तीन जेसे. (१२)**

આ પ્રસંગે મને એક વાત ઉપસ્થિત થાય છે અને તે એ છે કે કોઈ વિચારવાન પુરુષ કદાચ મને કહે કે તમારો દેહ પણ અમર રહેશે નહિ; તો પછી તમારો પંથ અને આગળ થઈ ગયા તે બન્નેમાં શું ફેર છે ?

**ते माटे हम कहत पोकारी, मेरा पंथ अगम अधिकारी;**
**कहुं पंथनका नाम सुनाइ, नाम नामी जेहो अखंड सदाइ. (१३)**

ઉપરની શંકાનું નિવારણુ કરવા હું પોકાર કરીને કહું છું કે મારો પંથ વિકાર રહિત અગમ્ય છે. જે વિકાર રહિત અગમ્ય પંથ છે તે પંથનું નામ અને નામને ધારણુ કરનાર જે નામી એ બન્ને સદા અખંડ હોઇ તે વિષે તમોને કહી સંભળાવું છું.

**कायमपंथ हमारा कहाइ, कायम करता सदा रहाइ;**
**नाम रूप अविचल ममपंथा, सदा मोक्षपद कैवलकंथा. (૧૪)**

મારા પંથનું નામ કાયમપંથ છે અને તેના કર્તા કાયમ હોઈ સદા સદોદિત રહેલા છે. આમ નામ, રૂપ અને પંથ, આ બધુંય અવિચળ છે. વળી સદાને માટે મોક્ષ રૂપ જે પદ તેના ધણી સકર્તા સત્‌કૈવલ છે.

**ऊपजे खपे न बिनसे धामु, सो पद मम पंथनके नामु;**
**ज्ञान संप्रदा ओरु मम केरी, जीनसे सब मीले चेराचेरी. (૧૫)**

સકર્તા સત્‌કૈવલનું ધામ ન ઉત્પન્ન થાય કે વિનાશકાળે ન ખપી જાય એવું અચળ પદ હોઈ આ પ્રમાણે મારા પંથનું નામ છે. વળી મારા સંપ્રદાયનું નામ જ્ઞાનસંપ્રદાય છે; તે જ્ઞાને કરીને અસંખ્ય લોકમાં જ્ઞાનવાદ ઉપસ્થિત થયેલો હોઈ અનેક દ્રવ્યોનું પૃથક્કરણુ કરી જે ભાંગફોડ કરવામાં આવે છે તે જ્ઞાન વડેજ થાય છે. આ જ્ઞાન મૂળથીજ સ્થાવરજંગમ આદિ સર્વમાં વ્યાપક રહેલું છે. તેમાં સ્થાવર જાતિના ઘાટમાં જે ક્રિયા થાય છે તે ઘાટના યોગે

સ્થિર ગુપ્ત થાય છે અને જંગમની ક્રિયા જંગમના ઘાટ પ્રમાણે ચલિત છે એટલે કે ચેષ્ટારૂપે પ્રગટ દેખાય છે. આમ સ્થાવરજંગમ આદિ દરેકે દરેક ઘાટમાં ઘાટ પ્રમાણે ન્યૂનાધિક જે કંઈ વર્તમાન થાય છે તે બધાય ભિન્નભિન્ન વર્તમાનનું મૂળ જ્ઞાન હોઈ તેના સમુલ્લાસનું નામ જ્ઞાનસંપ્રદાય છે.

**तब बाद्दे पंथनकी परजा, ज्ञानसंप्रदा जश्री हम वरजा,**
**अचल सदा सोइ ज्ञान रहावे, कोटी कलप जब जुग वीतो जावे.(१**

જેમ જેમ પંથના પંથીઓ જ્ઞાનનો વધારો કરતા જાય તેમ તેમ પંથની પ્રજાનો પણ વધારો થતો જાય છે. આવા ચોરાસી લાખ પંથ છે તે પૈકી જે જે પંથ જ્ઞાનનો જમાવ કરતા ગયા તે તે લોકો આગળ વધતા ગયા છે. આ કારણને લીધે ગર્જના કરીને કહું છું કે સર્વોપરી સર્વશિર શ્રેષ્ઠ જ્ઞાનસંપ્રદાય છે. કોઈનું નામ સંબોધીને યા પ્રાકૃત પુરુષને સંબોધીને એ નામ પાડયું નથી. માત્ર નિરાલંબ, નિર્વિકારી દુનિયાના સર્જનહારને સંબોધી જ્ઞાનસંપ્રદાયની સ્થાપના કરી છે. આ જ્ઞાન સદા સદોદિત અચળ છે; કરોડો કલ્પ વીતી જાય તો પણ આ જ્ઞાનનો નાશ થતો નથી.

**संप्रदाय मम वहो ब्रढाइ, सदा सदोदित आवे न जाइ;**
**मढी गगन धुनी निर्गुण सारा, कर्मकांड झरे काष्ट अपारा. (१७**

આ પ્રમાણે આ ન્યાયે મારો આ જ્ઞાનવાન સંપ્રદાય દૃઢ કર્યો છે; અને એ સંપ્રદાય સદા સદોદિત દેદિપ્યમાન હોઈ તે કદી ન ઉત્પન્ન થાય કે ન નષ્ટ થાય, એટલે કે તે સદા અખંડજ છે. વળી મારી પરમમઢી તે દશે દિશામાં વ્યાપક રહેલું આકાશ હોઈ તેની અંદર મારી નિર્ગુણ ધૂણી આવેલી છે. આ નિર્ગુણ ધૂણીમાં ત્રિગુણાત્મક જગત માત્રના ઘાટનો ઠાઠ તૈયાર થાય છે અને તે ઊલટ થતાં એટલે કે પરમ-કારણ દેહના અંતર પ્રદેશમાં જતાં આ નિર્ગુણ ધૂણીમાં ઘાટ માત્રનાં કર્મકાંડ બળીને ભસ્મીભૂત થાય છે; જેથી કરી અંશ વિશુદ્ધ, અતિ નિર્મળ થતો હોઈ તે સકર્તાપતિના ધામમાં પહોંચી શકે છે.

**देखो पही मम मढी ओरु धुनी, सदा विदेही तपे उनमुनी;**
**मढी अविचल विनसे नहि शुन्या, धुनी निरगुन चेतनपद पुन्या.(१८)**

અહો! હે કાયમપંથીઓ! જુઓ તો ખરા! કેટલી સુંદર મારી મઢી તેમજ ધૂણી છે. સદા વિદેહદશામાં અખંડ ઉન્મની તપી રહેલી હોઇ કોઈ જાતનો તેમાં વિનાશ નથી. માત્ર શૂન્યરૂપ હોઇ આ મઢી અવિચળ છે. વળી નિર્ગુણ ધૂણી સદા ચૈતન્યના સ્પર્શે કરી અખંડ પવિત્ર છે.

**ते माटे अविचल मढी धूनीयां, ज्ञानचक्षु जोइ सारही कढीयां;**
**मुक्तद्वार हमेरा हे सोइ, बडे वडे महाजन गये तांहां होइ. (१९)**

હે કાયમપંથીઓ! આ મઢી અને ધૂણી જ્ઞાનચક્ષુથી જોઈ

તે વડે સાર કાઢી નિશ્ચય કર્યો છે કે એ બન્ને અવિચળ છે. વળી મારા દ્વારનું નામ મુક્તદ્વાર છે, જે દ્વારમાં મહાન મોટામોટા મહાપુરુષો થઈ ગયેલા છે.

**जीव सकल संशे बंध पाशा, सब कोइ चाहत मुक्तकी आशा;**
**मुक्तद्वार ताते हमकीना, सो द्वारा कुनहु नहि चीना. ( २० )**

સંસારભરના જીવમાત્ર સંશયથી પાશજાળથી બંધાયેલા છે, તે પાશજાળમાંથી છૂટવા જીવ માત્ર પરમમુક્તિની આશા સેવે છે. આ તેમની આશા પાર પડે એટલા માટે હમોએ મુક્તદ્વાર ખુલ્લે ખુલ્લું સમજાવ્યું છે; પણ આ મારું મુક્તદ્વાર કોઈ ચીની ને જાણી શક્યા નથી: કારણ કે,

**सब कोइ तो लहे मुकतही चारु, सो सब बंधन अंग आकारु;**
**हम कीना जेहो मुकतही द्वारा, सो मुक्ते चैतन किरतारा. (२१)**

હે જાણકાર અંશ ! આ બાજુનો સર્વ સંસાર મુક્તિ ચાર પ્રકારની જાણે છે, અને તે ચારે મુકિત વિષ્ણુના અંગભૂત શરીરને સંબોધી વર્ણવેલી છે; અર્થાત્ આ મુકિતઓ વિષ્ણુના અંગની આધીનતા સેવે છે. એથી જ હું જે મુક્તદ્વાર કહી ગયો છું તેમાં અને આ મુકિતમાં જમીન આસ્માન જેટલો ફરક રહેલો છે. સાયોજ્ય, સાલોક્ય અને સાન્નિધ્ય આદિ મુકિતઓ વિષ્ણુ આદિ ગુણની અપેક્ષા રાખે છે, ત્યારે આ પરમદ્વારરૂપ મુકિત વિષ્ણુ આદિથી લઈ ગુણપર્યંતથી છોડાવનારી હોઈ એ મુકિત દ્વારા ચૈતન્ય ગુણો આદિથી નિરાળો થઈ કિરતારને ભેટે છે.

**चार मुक्तके दाता जेही, सो चैतन कर्ता होये तेही;**
**एसा द्वारही मुक्त हमारा, सुनो सब संत हरिजन सारा. (२२)**

હે સંતો અને હરિજનો! આ ચારે મુક્તિના દાતાર અને કર્તા ચૈતન્ય છે. જુઓ તો ખરા! ચૈતન્ય અંશમાં કેટલી અદ્ભુત શક્તિ રહેલી છે! આ ચાર મુક્તિ તો ચૈતન્યનું કૃત છે. આ કૃતના કર્તા ચૈતન્ય છે. આ કૃતથી એટલે કે આ ચાર પ્રકારની મુક્તિના વહેમથી ચૈતન્ય મુક્ત થાય ત્યારે ચૈતન્ય અંશ સ્વરૂપે થાય. આમ સ્વસ્વરૂપે થઈ જવું એનું નામ મુક્તદ્વાર છે.

## તિલક નિરૂપણ.

**तिलक भेखको अब समजावुं, संशे रहेनन पाने कावु;**
**तिलकभाल भव तनकु वेधे, अणिअग्रे कालज क्रम छेदे. (२३)**

હવે ભેખને ધારણ કરવાના તિલકનો નિર્ણય સમજાવું છું. આ જે નિર્ણય કરું છું તેનાથી સંશય રહેશે નહિ અને જ્ઞાનની પ્રાપ્તિ થશે. વળી આ અણિયાળું ભાલતિલક ભવમાં આવેલાં શરીરોમાં રહેલી ઇંદ્રિયોની વાસનાને વીંધી નાખી તેની અણિ વડે કાળના ક્રમને છેદી નાખશે.

**त्रघा त्रवेणी लेलाटही ज्योति, प उपले आकार उद्योति;**
**अघ कही देवु भीतर भल भेदु, तिलकभाल समजण गत वेदु.(२४)**

હે ભગવજ્જન! ઉપર જે તિલક દર્શાવ્યું છે તેની ઉપલક આકૃતિ જ્યોતિના જેવી હોઈ ભૃકુટિથી ઉપરના ભાગમાં

જે લલાટ આવેલું છે ત્યાં ત્રિવેણી ઉપર ત્રણ પાંખવાળું ઉપર જતાં એક થાય તેવું અણિયાળું ભાલતિલક કરવું. હવે આ તિલકનું સ્વરૂપ જે ઉપર વર્ણવ્યું તે બાહ્ય હોઈ શરીરની આભ્યંતર ભાલતિલકની ગતિનો ભેદ સુંદર રીતથી સમજાવું છું તે સાંભળો.

**चंदसुर होय त्रवेणी समंधा, जब प्रकृति स्वांत पाये धंधा;**
**नेन नासिका त्रिये तंत सारा, तब सुलजे निज लक्ष बचारा. (२९)**

પુરુષના ડાબા અંગે ચંદ્ર અને જમણા અંગે સૂર્ય વહે છે. આ બન્ને વહેણનો મેળાપ–સંયમ ભૃકુટિસ્થાને થાય છે; એટલે કે આ ચંદ્ર સૂર્યનો સંબંધ ભૃકુટિસ્થાને એક થાય ત્યારે પ્રકૃતિ જે શરીરના સઘળા અંગભૂત અવયવોને ચંચળ કરનારી છે તે શાંતિ પામી જાય છે. જ્યારે પ્રકૃતિ શાંત થાય ત્યારે શરીરની બાહ્ય કર્મેન્દ્રિયો તેમજ આભ્યંતર જ્ઞાનેન્દ્રિયો શાંતિ પામી ગઈ છે એમ જાણવું. આમ ચંદ્ર-પ્રણવનો શાંત સ્વભાવ અને સૂર્યપ્રણવનો ઉગ્ર સ્વભાવ, આ બન્ને સ્વભાવ, હે સાધક! તમારે સ્થિર કરવા. પછી નિજલક્ષનો વિચાર કરવા બે આંખ અને નાસિકાનો અગ્ર-ભાગ, આ ત્રણેયનું શરસંધાનની માફક એકીકરણ કરીને સ્થિર થતાં શીખશો તો નિજલક્ષની સૂલટ ગતિનો જે પરમ વિચાર છે તેનું તમોને આલોચન કરતાં આવડશે.

**सोही त्रीये तन मीली तिलकही भालु,त्रिकुटि मध्येकीयोत्रधाविशाल**
**अणी अग्र सोइ अणी नीकासी,सरी बीच सो निज सुरत विलासी(२**

બન્ને આંખોની દૃષ્ટિ નાસિકા ઉપર સ્થિર થતાં ભાલતિલકરૂપ આકૃતિ બંધાય છે. આ ત્રિધારું, અણિયાળી આકૃતિવાળું, વિશાળ ભાવને દર્શાવનારું ભાલતિલક ત્રિકૂટિના મધ્ય ભાગે દયાળુ સર્જનહારે કરેલું હોઈ તેની અણિયાળી અગ્ર નિશાની કાઢી છે જેની વચમાં નિજ ચૈતન્યની સુરતાને અખંડ જ્ઞાનનો વિલાસ કરાવવા માટે પતિએ પ્રથમથી જ આ પ્રમાણેની ગોઠવણ કરેલી જ છે.

**भीतर तिलक ज्ञान कही गतियां. सो नमुनो शिर धरे जतमतीयां;**
**सुनो मम संत सजनहों समेतु, तिलक ज्ञान अरथ कीयो संकेतु.** (૨૭)

હે કાયમપંથના પ્રેમીલા સંતસજ્જનો! તમારા સમક્ષ શરીરની અંદર રહેલા તિલકની જ્ઞાનગતિ કહી છે; તે નમુનો તમારા મસ્તકના લલાટ ઉપર ધારણ કરજો અને સર્વાંગ શરીરે મન, કર્મ અને વચનને જતમત રાખી તમારી અંતરદશામાં રહેજો. આ પ્રમાણે આ તિલકના જ્ઞાનનો અર્થ પરમગુરુએ સંકેતરૂપે સંક્ષેપમાં કહ્યો છે.

### બાવનદ્વાર વિષેની સમજ.

**ओर सब भेखके द्वादश पंथा, संप्रदाय तीन सब शिर कंथा;**
**द्वार बावन तीनके पुनी ओरु, नामरूप उपली गत ठोरु.** (૨૮)

આ બાજુના ભેખધારીઓના પંથ બાર છે. તેમાં ચાર સંપ્રદાયને માથે ચાર ધણી છે. તે દરેક ભેખ બાવન દ્વારને માને છે. આ બધાં ય નામ ઉપલક ગતિનાં હોઈ ઘાટને ઉદ્દેશી ઠેકાણાબંધ પાડેલાં છે.

**ते तेही पंथ द्वार पण मेरा, संप्रदाय एक एकपे अनेरा;**
**तीनु सब लक्ष बतावहु तंतु, सुरत धरी सुनो जन मम संतु. (२९)**

હે ભગવજ્જન ! બીજા ભેખધારીઓમાં જે પંથ અને દ્વાર છે તે પ્રમાણે જ મારાં પણ પંથ અને દ્વાર છે તથા તે એકેએકેથી જુદો મારો પણ સંપ્રદાય છે. હવે મારા પંથ વગેરે વિષેનો સ્પષ્ટ ખુલાસો કરી લક્ષ બતાવું છું તે, હે મારા સંતજનો ! સુરતા ધરીને સાંભળો.

**द्वादश आंगुल श्वास सो पंथा, ओ सोहंग संप्रदाइ कंथा;**
**द्वार कहुं बावन अब मेरे, भये द्वादश पंथनके चेरे. (३०)**

હે પરમપદના શોધક ચૈતન્ય અંશ ! હું જે ખુલાસો કરું છું તે લક્ષપૂર્વક ધ્યાનમાં રાખજો. નાસિકાના અગ્રભાગથી લઈ બ્રહ્મરંધ્ર સુધી, એ વચ્ચેનો માર્ગ બાર આંગળના વિસ્તારવાળો છે. આ બાર આંગળ શ્વાસ જે વહન કરી રહ્યો છે, એ જ શ્વાસમાં તમારે નિરંતર ગમન કરવાનું છે. આ જ મારો ખરો પંથ છે. આ સંપ્રદાયના ધણી બે છે, એક ઓહંગ અને બીજો સોહંગ હોઇ આ બન્ને બાર આંગળ શ્વાસના ધણી છે. હવે હે સાધક ! મારા બાવન દ્વારનો વિસ્તાર સાંભળ. આ બાવન દ્વાર બાર આંગળ વિસ્તારવાળો જે પંથ કહ્યો તે પંથના એ શિષ્યો છે.

**द्वादश आंगुल पंथ सों श्वासा, बावन अक्षर द्वार बिकासा;**
**श्वासा मठ मध्य शब्द देदारा, अक्षर बावनद्वार नीसारा. (३१)**

હે સાધક! બાર આંગળના વિસ્તારવાળો જે પંથ છે તે શ્વાસરૂપ હોઈ તેમાંથી બાવન અક્ષરરૂપ દ્વારનો વિકાસ થાય છે એટલે કે શબ્દની ખીલાવટ થાય છે. વળી આ શ્વાસરૂપ મઠની મધ્યમાં દરેક શબ્દનો દેદારરૂપ દેહ બંધાય છે. આ દેદારરૂપ બાવન અક્ષર આ દ્વાર દ્વારા બહાર નીકળે છે.

**शब्द रमण बावन निजद्वारा, सो बावन अक्षर विस्तारा;**
**यही बावन द्वारा मम केरा, जीन समजे सुलजे उलजेरा.** (३२)

હે વિચારવાન સાધક! શબ્દને રમણ કરવાનાં આ પ્રમાણે નિજ પોતાનાં બાવન દ્વાર છે. આ બાવન અક્ષરનો વિસ્તાર આ પ્રમાણે થાય છે. આ પ્રમાણે આપણાં બાવન દ્વાર દ્વારા નીકળતા બાવન અક્ષરોથી ઉલટસૂલટ સર્વ સમજ પડે છે.

**संप्रदाय कहे पंथ सबेही, जीनु जाने जन होय विदेही;**
**धाम क्षेत्र शाखा कहुं अबही, सुनो मम संत हरिजन सबही.**(३३)

હે નિવૃત્ત ચિત્તવાળા! મેં સંપ્રદાય અને પંથ વિષે ઉપર પ્રમાણે જે ખુલાસો કર્યો છે તેને જો તમે જાણીને લક્ષમાં લેશો તો નિશ્ચયાત્મક કહું છું કે તમો વિદેહદશા પ્રાપ્ત કરશો. હવે ધામ, ક્ષેત્ર અને શાખા વિષે ખુલાસો કરું છું તે, હે મારા સંત અને હરિજન! લક્ષપૂર્વક સાંભળો.

## ધામ, ક્ષેત્ર અને શાખા વિષે ખુલાસો.

**धाम कहे कैवल निज सोइ, ब्रह्मक्षेत्र ऊपजे सब कोइ;**
**लोक चतुरदश पंड ब्रह्मांडा, सप्तद्वीप भिन्नभिन्न महीखंडा.** (३४)

